# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઈ ભાગ (૧-૨)
સચિત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
સતિ દ્રૌપદી સચિત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચિત્ર કીં. ૦-૧૦-૦
રાજ કઠીઆરો ૧—૪-૦
રક્ષક કે ભક્ષક? ૦-૧૦-૦
સતિ સીતા સચિત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦—૬-૦
સત્યનારાયણની કથા૦—૬-૦
સદગુણી વારાંગના ૦-૧૦-૦
બત્રીસ પુતળીમાંની જુદી
જુદી વાર્તા ૧-૧૦ ભાગ
સચિત્ર દરેકની કીં. ૦-૮-૦
કામલત્તા સચીત્ર ૦—૮-૦
સમાજનો શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારા-
મતી સચિત્ર ૦-૧૦-૦
ચિતોડનો કરણ કીં ૦—૮-૦
પ્રતાપી પ્રમિલા કીં. ૦-૮-૦
રૂપિરાજનાં પદ કીં ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જુલ્મી જનેતા યાને પરિવર્તન
સચીત્ર ૦-૧૦-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચંદ્ર હરીગીતમાં
સચીત્ર ૦-૬-૦
બોડાણો ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૬-૦
પવિત્રકુમાર સચીત્ર ૦-૧૦-૦
પારસમણી૧૯૨ પાનાં ૦-૮-૦
,, મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦
ભક્તશીરોમણી પાનાં ૧૯૨
કીં. ૦-૧૦-૦
ઝેરી ઝવેરી ૦-૧૦-૦
એકજ પૈસો કીં. ૦—૮-૦

પવિત્રકુમારનો બીજો ભાગ.

# “ પવિત્રતાનો પ્રતાપ. ”




: લેખક :

मंगल.

તે

શિવલાલ ત્રિભુવન વાંટાવદરકર.



પ્રકાશક

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ





| પ્રથમાવૃત્તિ<br>સંવત ૧૯૮૨ | [illegible] પ્રીન્ટીંગ પ્રેસમાં<br>મે[illegible]લાલ ગણુપતરામે [illegible]પ્યો.<br>પાન[illegible]ર નાકા—અમ[illegible]વાદ. | પ્રત ૨૦૦૦.<br>સને [illegible]૯૨૬ |
|---|---|---|

[illegible] રૂ. ૦—[illegible]—૦

# પ્રસ્તાવના.

લગભગ છએક મહીના પહેલાં આ વાર્તાનો પ્રથમ ભાગ (પવિત્ર કુમાર) ના નામથી મેં લખ્યો હતો ને પ્રસ્તુત પુસ્તકના પ્રકાશક મહાશયે તેને બહાર પાડ્યો હતો! ત્યારપછી હેનો બીજો ભાગ આજે "પવિત્રતાનો પ્રતાપ" એ નામથી વાંચક સજ્જનોના કર કમળમાં મૂકતાં મને અત્યંત હર્ષ થાય છે.

મનુષ્ય સર્વજ્ઞ નથીજ. ને તેથી મારી આ વાર્તામાં ક્યાંય ગુણદોષ હોય તો વાચનારે તેને ક્ષન્તવ્ય લેખવાની ઉદારતા બતાવવી.

આ વાર્તાનુંવણું મ્હારી સ્વતંત્ર કલ્પના છે. ને એ કલ્પનાને સુંદર સ્વરૂપમાં રજુ કરવાની મ્હેં ખાસ કાળજી રાખી છે; ને તે છતાંય કોઇ પ્રસંગે અરસિકતા આવી ગઈ હોય એ સંભવનીય છે. સજ્જન વાચક દોષ જોવા કરતા ગુણ જોવાનીજ વૃત્તિ રાખે છે એ જો સત્ય હોય તો ક્વચિત્ આવી ગયેલી અરસિકતા વાચનાર માફ કરશે એમ હું માનવાની રજા લઉં છું.

પ્રકાશક મહાશયના ઉત્તેજનના પ્રતાપે ટુંક વખતમાં લગભગ ચાલીસેક વાર્તાઓ લખવાનું ભાગ્યમને પ્રાપ્ત થયું છે તે તે માટેની વાજબી મગરૂરી માટે મને અભિમાન આવે તો એથી કોઈએ ખોટું લગાડવા જેવું નથી.

અમદાવાદ.
તા. ૧-૧-૨૫

લિ.
'મંગલ'
ગ્રંથકર્તા.



# પવિત્રતાનો પ્રતાપ.

## પ્રકરણ ૧ લું.

### " પાપિણી બ્હેન. "

એ હતી સુન્દરી !

સુન્દરી એટલે વિશ્વકર્તાએ સૃષ્ટિ સર્જી એ પુણ્ય સમયે સંગ્રહી રાખેલી સૌન્દર્યકલાની અનુપમ વિભુતી !

ને એ હતી યુવતીયે પણ !

યુવતી એટલે પંચશર દેવની વિશ્વ વિજયી પતાકા રૂપી પુણ્ય ભાગી રસભરિત પુતળી !

પણ તેનું ભાગ્ય અત્યન્ત મંદ હતું. વિધી દેવે તેના ભાગ્ય પટને નિસ્તેજ રાખ્યું હતું.

આ મન્દભાગી સુન્દરી કોણ ? વાંચનાર ! આ કથાનો પ્રથમ ભાગ ' પવિત્ર કુમાર ' વાંચ્યો તો હશેજ. યાદ કર કે સૌમ્યસિંહને અરણ્યમાં પ્રથમ મિલન કો'નું થયું હતું ! ને એ પ્રસંગે પોતાનો પ્રવાસી સાથી અશ્વરાજ તેણે ગુમાવ્યો હતો એ સ્મરણમાં આવે છે ?

એજ તે...ત્હેનું નામ કિશોરી. તે સુન્દરી હતી, યુવતી હતી; પરન્તુ તેનું ભાગ્ય મહાન્ મન્દ હતું.

કિશોરી જંગલમાં ક્યાંથી આવી ચ્હડી હતી? વાચનાર! એ બીનાનું સ્ફોટ કરવા હું પ્રેરાઉં છું.

કિશોરી મંગળગઢના મહારાજાની પુત્રી હતી. તેને બે બ્હેનો હતી. એ બન્ને બ્હેનોથી તે ન્હાની હતી. મહારાજાને પુત્ર પ્રાપ્તિ હતી નહિ, તેથી મહારાજાએ અન્ત સમયે પોતાનું રાજ્ય ત્રણે પુત્રીઓને આપ્યું હતું. મણિરાજ લગામ સાચવતી હતી. મંગલગઢની પ્રજા તેને મહારાજાના જેટલાજ પ્રેમથી ચ્હાતી ને પૂજતી.

પણ મણિનું હૃદય ઇર્ષાળુ હતુ. પોતાની બન્ને બ્હેનોનો વધ કરાવવાનો તેણે વિચાર કર્યો. એ રાક્ષસી વિચાર શામાટે કર્યો તેની કોઇને જાણ નથી. કદાચ બધો ભાગ પોતાને પચાવી પાડવાનો હોય!

મણિએ એક દિવસ બે ઘાતકોને બોલાવ્યાને આજ્ઞા આપતાં જણાવ્યુ:

"ઘાતકો! સાભળો!...ખબરદાર! એક અક્ષર પણ બહાર બોલ્યા છોતો!"

"કદીનહિ—જીવ જાય તોયે નહિ, મહારાણી સાહેબ! ઘાતકોએ તલ્વાર ઝુકાવતાં નમ્રપણે એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

"હું તમારી પાસે એક ભયંકર કાર્ય કરાવવા માગું છું!" મણિ બોલી:

"સેવકો ખડે પગે તૈયાર છે. જેહોય તે ફરમાવો."

ઘાતકોએ નમ્રપણે જણાવ્યું.

"સાંભળો! વાત કહેતાં પહેલાં એકવખત વધુ ચેતાવું છું કે

ખબરદાર! જો એક અક્ષર પણ કોઇ આગળ ઉચ્ચર્યો છોતો ધડ અને ડોકા જુદા થઇ જશે!...સાભળો! ગભરાતાના,... મ્હારી બન્ને બ્હેનો કિશોરી અને પ્રભાને રથમા બેસાડી ફરવા લઇ જવાના મિષે જંગલમાં લઇ જાઓ, અને ત્યાં—ચમકતાના—તે બન્નેનો તલ્વારના ઝાટકે વધ કરો. બોલો, તૈયાર છોકે નહિ?"

મહારાણીની ભયંકર આજ્ઞા સાભળતાજ ઘાતકો ચમકી ગયા. પરન્તુ મહારાણીની ભયંકર મુખમુદ્રા જોતાજ તેઓ ગભરાઇ ગયાને તરતજ હાથ જોડીને નમનતા પૂર્વક બોલ્યા.

"જેવો મહારાણીજીનો હુકમ. સેવકો હુકમના તાબેદારજ છે"

"ઠી..ક" મણિમહારાણી બોલી. "ત્યારે કાલે સ્હવારે તૈયાર રહેજો. કિશોરી અને પ્રભાને કાલે સ્હવારે ફરવા મોકલીશ."

"જેવી આજ્ઞા." કહી ઘાતકો નમીને ત્યાંથી ચાલ્યા ગયા.

છિઃ છિઃ એક હિન્દુ, અરે! મુસલમાન અરે! કસાઇ પણ બ્હેનનો વધ કરાવવા તૈયાર થાય નહિ. મણિ જેવી મહા અધમ અબળા બ્હેનનો વધ કરાવવા તૈયાર થઇ; એ ચંડાલિણીને શી ઉપમા આપવી એ અમને સુઝતું નથી.

બીજા દિવસનો પ્રાતઃકાળ થયો રાત્રિનો ભયાનક અંધકાર પ્રકાશના સામ્રાજ્ય તળે કયાંય અદૃશ્ય થઇ ગયો. આખું વિશ્વ નિદ્રા-દેવીની ઉપાસના તજી દઇ ઉદ્યમરાણીની ભક્તિમાં પરોવાઇ ગયું. દેવસ્થાનોમા ઝાલરોના રણકાર ગાજ્યા. સ્નાન વિધિ આટોપી લઇ ભાવિક ભક્તજનો દેવાલય પ્રતિ દર્શનાર્થ ગયા.

એ પુણ્ય સમય હતો. પરન્તુ મણિના હૃદયમાં પાપના પ્રવાહના પ્રચંડ તરંગો ઉછળી રહ્યા હતા. પોતાની બન્ને બ્હેનોને તેણે નજીક બોલાવીને તે નાગણમણિ બોલીઃ

" વ્હેનો ! આજે તમારે ફરવા જવું હોય તો જજો. "

કિશોરી અને પ્રભાને બહાર ફરવા જવાનો બહુ શોખ હતો; પરન્તુ મણિ તેમને બહાર જવા દેતી નહિ. કુદરતના નયનરંજક સૌન્દર્યને નિરખવાનો લ્હાવો કિશોરી અને પ્રભા લઇ શકતા નહિ! કારણ કે તેમની મ્હોટી બ્હેન તેમના તરફ અત્યંત સખ્તપણે--નિર્દયપણે પણ કહેવાય એવી રીતે—વર્તતી હતી.

અને આજે તેને નરમ બનેલી જોતાંજ કિસોરી અને પ્રભા આનંદમાં આવી ગઇ.

જે બ્હેનની પાસે પોતે બહાર ફરવા જવાની રજા માગવા જતાં તિરસ્કાર પ્રાપ્ત કરીને કિશોરી અને પ્રભા પાછા ફરતા, તે બ્હેને આજે પોતાને બોલાવીને ફરવા જવાનું કહ્યું એ જોઇને સરળ-ભોળી અને નિર્દોષ કિશોરી અને પ્રભા આનંદમા આવી જાય તેમાં શી નવાઈ !

મ્હોટી બ્હેનના શબ્દો સાંભળતાંજ પ્રભા હસતી બોલી.

" બ્હેનબા ! અમે અત્યારેજ ફરવા જઇએ તો ? સ્હવારનું નયન પ્રિય પ્રકૃતિ સૌન્દર્ય નિરખવાની અમને કેટલાય વખતથી તીવ્ર ઉલાસ છે. "

જાણે મ્હોટો ઉપકાર કરતી હોય તેમ મણિ બોલી.

" ભલે. મ્હારી ના નથી. અત્યારે જવું હોય તો અત્યારે જાઓ હા. પણ શું વાહન લઇ જશો ? "

" આપ કહો તે. " પ્રભા બોલી.

મણિએ તરત ઘંટ મારીને આપણાં પૂર્વ પરિચિત બન્ને ઘાતકો તેની પાસે આવીને નમન કરી ઉભા રહ્યા.

ઘાતકોને જોઇને મણી બોલી:

"તમે એક રથ તૈયાર કરો. ને આ બન્નેને જ્યાં ફરવાનો વિચાર હોય ત્યાં લઇ જાઓ. સંભાળજો! રક્ષણનો ભાર તમારા શિરપર છે હો!"

સલામ કરીને ઘાતકો રથ તૈયાર. કરવા ગયા. થોડીવારે રથ તૈયાર કરીને આવ્યા ને મહારાણીને નમીને બોલ્યા.

"આજ્ઞા પ્રમાણે રથ તૈયાર છે."

"હા બ્હેન કિશોરી! પ્રભા! જાઓ. ને વ્હેલા વળજો હો!" બન્ને બ્હેનોએ મ્હોટી બ્હેનને નમન આપ્યું. બાદ બન્ને ઘાતકો સાથે બન્ને બ્હેનો ચાલતી થઇ.

એક ઘાતકને પાછો બોલાવીને મણીએ કહ્યું

"કામ તમામ થાય હો! ને ખબરદાર! ક્યાંય બહાર વાત જાય નહિ"

"ધડથી માથું જુદું થાય તોયે નહિ મહારાણીજી!" ઘાતક એમ બોલીને નમીને ચાલ્યો ગયો.

ને કિશોરી અને પ્રભા રથમાં બેસીને ગામ બહાર નિકળી પડયા.

બન્ને બ્હેનોના આનંદનો પાર ન હતો. પણ તેમને ઓછીજ ખબર હશે કે પોતાના મસ્તક પર કાળનું કરાળ ચક્ર ફરી રહ્યું છે!

ઘાતકોએ રથને ઘોર જંગલના રસ્તે ચલાવ્યો. એ રસ્તે પ્રકૃતિનું સૌન્દર્ય અપ્રતિમ હોઇ કિશોરી અને પ્રભાએ કાંઈ વાંધો ઉઠાવ્યો નહિ, ને તેથી ઘાતકો સ્હેલાઇ પૂર્વક રથને જંગલની મધ્યમાં લાવી શકયા.

જંગલની મધ્યમાં આવીને ગાતકોએ રથને ઉભો રાખ્યો; અને નીચે ઉતરી પડયા.

કિશોરી અને પ્રભાને હજી સુધી પણ કશો વ્હેમ આવ્યો નહિ રથ ઉભો રહેલો જોઇ બન્ને બ્હેનોએ નીચે ઉતરી સૃષ્ટિ સૌન્દર્ય નિરખવાનો વિચાર કર્યો ને એટલામાં તો એક ઘાતક ગર્જ્યો-

"તમે બન્ને નીચે ઉતરો......ઉતાવળ કરો......તમારો અહિંવધ થવાનો છે"

ઘાતકના મ્હોંએ આ શબ્દો સાંભળીને કિશોરી અને પ્રભા તો દીંગજ બની ગયા. તેમના પ્રાણ કંઠમાં આવી ભરાયા.

એટલામાતો બીજો ઘાતક પણ ગર્જ્યો. ને ત્યારેજ મ્હોટી બ્હેનના આજના મીઠાશ ભર્યાં વર્તનના પડદાની પાછળ શું કાવત્રું છુપાયલું છે એ બાબતની તેમને જાણ થઇ.

રથમાંથી બલાત્કારે બન્ને બ્હેનોને ઉતારવામાં આવી. કિશોરી હાથજોડીને અત્યંત આર્જવતા પૂર્વક કાલા વાલા કરવા લાગી.

"ભાઇઓ! અમારા ઉપર દયાકરો ! દયાકરો ! અમને શા માટે વધ કરશો ? અમારો કંઇ ગુન્હો છે ? રહેમ કરો ! અમ નિર્દોષની કતલ ન કરો."

"ચૂપકરો ! મહારાણીજીની આજ્ઞા છે કે તમારો વધ કરવો." એક ઘાતક તલ્વાર મ્યાને મુક્ત કરીને એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

"અમારો વધ કરવાની શું મહારાણીજીએ આજ્ઞા આપી છે ?" પ્રભા દુઃખભર્યા અવાજે બોલી.

"હા. મહારાણીજીએજ તમારોવધ કરવાની આજ્ઞા આપી છે." એક ઘાતકે જણાવ્યું.

"નહિતર અમે તમારો વધ કરવા શા માટે પ્રેરાઇએ ?" બીજા ઘાતકે જરા નમ્રતા પૂર્વક જણાવ્યું.

" ખરેખર મહારાણીજીએજ એવી નીષ્ઠુર આજ્ઞા આપી છે ? " કિશોરી બોલી.

" હા, બ્હેનો હા ! " એક ઘાતક બોલ્યો.

" શા ગુન્હાબદલ ? " પ્રભા બોલી..

" તેની અમને ખબર નથી. અમને તો મહારાણીજીએ હુકમ આપ્યો છે કે અમારે જંગલમાં લઇજઇને તમારો બન્નેનો વધ કરવો માટે હવે ચાલો મરવા તૈયાર થાઓ. અમારી તલ્વાર તમારી ગરદન પર ફરી વળશે ! "

" ઓહ ! ભાઇ ! ભાઇ ! બ્હેનતો નિર્દય બન્યા; તે શું તમેય નિર્દય બનશો ? મુઠ્ઠીભર અનાજને ખાતર શું અમારો વધ કરી ભયંકર પાપના ભાગી બનસો ? "

" નોકર હોય તેણે સેવ્યની આજ્ઞાજ ઉઠાવવાની હોય છે. ને તે પ્રમાણે અમે મહારાણીજીની આજ્ઞા ઉઠાવીએ તો તેમા પાપને સ્થાન હોઇ શકે ખરૂં કે ? " એક ઘાતકે સેવક ધર્મની ફિલ્સુફી કરી બતાવતાં ડાહ્યું મ્હોં રાખીને એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

" ભાઇ ! સેવ્યની આજ્ઞા સેવક હોય તેણે તનમનથી ઉઠાવવી એ ખરૂં પરંતુ સેવ્યની આજ્ઞા પાપભરી હોય તો સેવકે તેવી આજ્ઞાને ન ઉઠાવવી જોઇએ. પ્રભા બોલી.

" એવી પંચાત કરવાની કંઇંજ જરૂર નથી ચાલો પરમાત્માને સંભારીલ્યો. તૈયાર થાઓ—મૃત્યુના માર્ગે પ્રયાણ કરી જવા તૈયાર થાઓ ! " એક ઘાતકે નિર્દયતા બતાવતા એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યાને પોતાના હાથમાંની તલ્વાર ઉગામી.

કિશોરી અને પ્રભા ધ્રુજીઉઠી. મૃત્યુને મ્હોં વિકાસીને ઉભેલું તેમણે જોયું.

બીજા ઘાતકના હૃદયમાં સ્હેજદયાર્દ્રભાવ થયો. તેણે પોતાના સાથીને કહ્યું.

" ભાઈ ! મહારાણીજીની આજ્ઞા છે; પરન્તુ નાહક દેવકન્યા જેવી બબ્બે બાળાઓને વધેરી નાખવી એ બહુજ પાપનું કામ છે. માટે મારો અભિપ્રાય એમ છે કે આપણે તેમને છોડી મુકીએ."

આ સાંભળીને પેલો ઘાતક બોલ્યો:

" રાણી સાહેબને એ વાતની ખબર પડે ત્યારે આપણાં ડોકાં સલામત રહે કે ?"

" પણ મહારાણીજીને ખબર પડસે ત્યારેને ? આપણે આ સ્થળેજ આ બન્ને બાળાઓને છોડી મુકીએ; હું તો ધારૂં છું કે તેઓને અહિંજ વાઘ-વરૂ ફાડી ખાસે." પેલાએ સલાહ આપી.

" જો તમારી ઇચ્છા તેમ હોય તો મને કંઇ વાંધો નથી પરન્તુ જોખમ ખેડવા જેવું તો છેજ. જો મહારાણીજીને ખબર નહિંજ પડે તો તો ઠીક છે; પરન્તુ જો ખબર પડી તો જાણજો કે તે પળેજ આપણે જન્મ્યાજ ન હતા-ક્રૂર ઘાતકીની તલ્વાર વડે આપણે બન્ને ને વધેરી નખાવસે."

" પણ તેમાં એક મ્હોટું પુણ્ય સમાયલું છે તે તરફ ધ્યાન છે ?"

" હા. પૂણ્ય છે. ને સાથે સાહસ પણ છે."

" પુણ્ય પ્રાપ્તિને ખાતર એટલું સાહસ કરીએ તો તે કાંઇ અઘટિત લેખાશે નહિ."

" ત્યારે મ્હારી કાંઇ ના નથી."

બન્ને ઘાતકોની ઉપર પ્રમાણેની વાતચીત સાંભળીને કિશોરી

અને પ્રભા ઉભયના અન્તરમાં અતિશય આનંદ ઉભરાયો. ચારે દિશાઓ પણ જાણે હસવા લાગી.

નિર્દોષનો બેલી પરમાત્મા હોયછેજ. આસિકો પરમાત્મામાં અતુલ શ્રદ્ધા રાખે છે, તો એ શ્રદ્ધા તેમને ઇષ્ટ સિદ્ધિ આપે છે. કિશોરી અને પ્રભાએ પોતાના જાનની રક્ષાનો ભાર પરમાત્મા પર મૂકયો. ને પરમાત્માએ ઘાતકો જેવા કસાઇ ક્રૂર હૃદયમાં પણ દયાનો આવિર્ભાવ કર્યો ને એ રીતે મ્હોતના મ્હોંમાંથી કિશોરી અને પ્રભા બહાર નિકળી આવ્યા.

એક ઘાતકે કિસોરી અને પ્રભા બન્નેને ઉદ્દેશીને કહ્યું:

" મ્હારાણીજીની તો સખ્ત આજ્ઞા છે કે અમારે તમારો વધ કરવો. પરન્તુ અમને દયા આવે છે–તમારા જેવી નિર્દોષને પવિત્ર બાળાઓનો અમારે વધ કરવો ને એ રીતે અમારે અમારા કપાળમાં 'ક્રૂર ઘાતકી' નો ચાંદ ચોડાવવો એ અમને ઠીક લાગતું નથી. માટે તમને છોડી મૂકીને અમે અમારા રસ્તે પડીએ છીએ. આ જંગલ મહા ભયંકર છે. વાઘ વરૂ આદિ હિંસક જાનવરો ઉભરાય છે; તેમાં જો તમારી આયુષ્ય હશે તો પરમાત્મા તમને ઉગારશે. બીજુ શું ! "

" ધન્યહો ! વ્હાલાભાઇઓ ! " કિશોરી અને પ્રભા અત્યંત હર્ષ અને વ્હાલ પૂર્વક બોલીઉઠી; " તમારૂં કલ્યાણ થાઓ; "

એ પ્રમાણે કિશોરી અને પ્રભા મ્હોતના ચક્કરમાંથી બચી ગયા.

જ્યારે ઘાતકો રથની સાથે પોતાની દ્રષ્ટિ મર્યાદામાંથી અલોપ થઇ ગયા; ત્યારે કિશોરી અને પ્રભા પરસ્પર વાર્તાલાપ કરવા લાગી: વાંચનાર ! એ વાર્તાલાપ સાંભળવા ઇચ્છા છે ?

જો, હા–નો બીજુ પ્રકરણ વાંચ !





## પ્રકરણ બીજું.

### " પ્રભાનો પૂર્વવૃત્તાન્ત "

" કિશોરી ! " પ્રભા બોલી !

" બ્હેન ! " કિશોરી બોલી.

પ્રભાએ ભય અને આનંદની લાગણી વચ્ચે ઝોલા ખાતાં ખાતાં કહેવા માડયું.

" કિશોરી ! મ્હોટી બ્હેનને આવું પાપિષ્ઠ વર્તન કરવાનું કેમ સુઝયું હશે ? " આપણું બન્નેનું આજે આવી બન્યું હતું ! પરન્તુ ભલું થજો એ ઘાતકભાઈઓનું કે એમણે આપણી હત્યા ન કરી. જો કે અહિં હિંસક જાનવારોના પંજા પ્રહારે આપણે રામ શરણ તો પામી જશુંજ ! "

વાંચકોએ અહિં એક શંકા ઉઠાવી હશે કે મણિએ પોતાની ન્હાની બન્ને બ્હેનોનો વધ કરવા માટે બે ઘાતકો-બે જલ્લાદો મોકલ્યા તેવું ગત પ્રકરણમાં જણાવ્યું; ને આ વાર્તાના ' પવિત્ર-રાજકુમાર ' નામક પ્રથમ ભાગના બારમા પ્રકરણમાં પ્રભાએ સૌકયસિંહ આગળ પોતાની કથા કહી છે તેમાં એક જલ્લાદને મણિએ બ્હેનોનો વધ કરવા મોકલ્યો હતો એવો ઉલ્લેખ છે, તો તેમાં શું સમજવું ?

વાચનાર ! આ શંકાનું નિરસન એ છે કે પ્રભાએ પોતાની

કથા કહેતી વખતે એક જલ્લાદ વધ કરવા પોતાને અને કિશોરીને જંગલમાં લઇ ગયો હતો એ બીના એકદમ જણાવેલી, તેથી ઉતાવળના કારણે તેની–પ્રભાની ભૂલ થઇ હશે !

પ્રભા અને ચંદ્રપ્રભા એકજ, ગૃહ ત્યાગ પછી પ્રભાએ પોતાના નામની આગળ ' ચન્દ્ર ' શબ્દ મૂકીને પોતાનું નામ ' ચન્દ્રપ્રભા ' પાડયું હતું. તે એટલા કારણથી કે મણિ મહારાણીની બ્હેન પ્રભા તેજ પોતે છે એવું નામ પરથી કોઇ અનુમાન કરી પોતાને પીછાણી શકે નહિ.

આટલા ટુંક ખુલાસા પછી વાર્તા પ્રવાહમાં આગળ વધીએ.

પ્રભાના શબ્દો સાંભળીને કિશોરી બોલી.

" બ્હેન ! જલ્લાદના સકંજામાંથી ઉગારનાર પરમાત્મા વ્યાઘ્ર–સિંહોના સકંજામાંથી પણ જરૂર આપણને ઉગારશે. "

" કિશોરી ! તારી પેઠે મને પણ પરમાત્મામાં સમ્પૂર્ણ શ્રદ્ધા છે. પરન્તુ આ જંગલ ઘણુંજ ભયંકર છે, તેમજ વ્યાઘ્ર અને સિંહાદિ ક્રુર જાનવરોની ત્રાડો કાન ફાડી નાખે છે એથી આપણા જીવનનો મ્હને થોડો ઘણો ભય રહે છે ? "

" બ્હેન ! " કિશોરી બોલી: " તમે ભૂલો છો. પરમાત્માની જો આપણા પર દયાજ હશે તો સિંહના મ્હોમાંથી પણ આપણને ઉગારી લેશે. ને મને તો ખાત્રી છે કે પરમાત્માની આપણાં ઉપર દયા છેજ. જો તેમની આપણા ઉપર દયા નજ હોત તો જલ્લાદો–ઘાતકો આપણાં જીવનને જરૂરજ વધેરી નાંખત ! પરન્તુ આપણે જોયું કે રાક્ષસ જેવા ક્રુર–કઠિન હૃદયવાળા માનવીઓ એ પણ આપણને હણવામાં પાપ જોયુ; બે નિર્દોષ આત્માઓને વધેરી નાખવા જતાં દયા–અનુકમ્પા અનુભવી ! તેજ બતાવી આપે છે કે આપણાં

ઉપર પરમાત્માની અત્યંત દયા હોવી જોઇએ. નહિતર આપણે તો મ્હોંતના વિકરાળ જડબામાં હોમાઇ ચૂક્યા હતાજ. જડબું બંધ થાય ! મ્હોતના ક્રુર અને તીક્ષ્ણ દાંતો દેહને ચીરી નાખે એટલીજ આપણા આત્માને ઉડી જવાને વાર હતી !"

કિશોરીની પરમાત્મામાં જેવી શ્રદ્ધા હતી, તેવીજ શ્રદ્ધા પ્રભાને પણ પરમાત્મામાં હતી. તો પણ પ્રભાને હિંસક જાનવરોનો ભય રહેતો હતોજ. ને તેથી તે કિશોરીની ઇશ્વર શ્રદ્ધાની ફિલ્સુફી સાંભળીને થોડીવાર વિચારી રહ્યા પછી બોલી:

" કિશોરી ! તું કહે છે તે સત્ય છે, પરન્તુ આપણે જેમ બને તેમ વેલાસર આ સ્થાનને છોડી જવું જોઇએ. "

" કઇ બાજુ જઇશું ? " કિશોરી બોલી: " અહિં રસ્તો દેખાતો નથી. "

" રસ્તો નથી દેખાતો એટલે જણાય છે કે આ જંગલ ઘણુંજ ભયંકર હશે. ને અહિં મનુષ્ય પ્રાણી કોઇ આવતું નહિ હોય. પરન્તુ આપણે દિશા નક્કી કરીને ચાલીએ. " પ્રભા બોલી

" કઇ દિશા નક્કી કરીશું ? " કિશોરી બોલી.

" પૂર્વ દિશા તરફ પ્રયાણ કરીએ. " પ્રભાએ દિશા નક્કીકરી.

" જેવી બ્હેનની ઇચ્છા. " કિશોરી બોલી.

પછી બન્ને બ્હેનોએ પૂર્વ દિશા પ્રતિ પ્રયાણ કર્યું. જ્યારે ઘાતકો તેમને છોડી ગયા ત્યારે બપોર નમ્યા હતા, એટલા વખતમાં તેઓ જંગલમાં કેવી રીતે આવી ગયા તેના માટે એ ખુલાસો છે કે રથને જોડવામાં આવેલા બળદો પાણીવાળા હતા. એક કલાકમાં દશ ગાઉ કાપી નાખે એટલી ઝડપે તે ચાલી શકતા હતા. પાંચ સાત કલાકમાં ઘાતકો રથને પોણોસો ગાઉ જેટલે દુર લઇ ગયા હતા, ને

મંગળગઢથી પોણોસો ગાઉ ઉપર એક ઘોર જંગલ આવેલું હતું.

ઘાતકો બન્ને બ્હેનોનો વધ ન કરતાં અનુકમ્પા દર્શાવીને રથહાંકી મંગળક્ષા રસ્તે પડ્યા તે વખતે બપોર નમ્યા હતા; ને ત્યારપછી બન્ને બ્હેનો આડી અવળી વાતચીતમાં રોકાયલી રહેલી હોવાથી જ્યારે પ્રભાએ પૂર્વ દિશા તરફ પ્રયાણ કરવાનું નક્કી કર્યું; ને બન્ને બ્હેનોએ પૂર્વ દિશા તરફ કુચ કરી એ વખતે સંધ્યા થવા આવી હતી.

એકતો નિર્જન પ્રદેશ ! ભયાનક વૃક્ષ ઘાટી ! પવનના પ્રબળ વેગવન્તા સુસવાટા ! ને સન્ધ્યાનો સમય ! આ બધું કિશોરી અને પ્રભાને ભયભીત કરવા માટે પુરતું હતું.

બન્ને બ્હેનોનાં જીવ ખોળીયામાં ન હતા એમ કહીએતો ચાલે. પળે પળે સિંહોની ત્રાસદાયક ત્રાડો તેમના કર્ણ પ્રદેશપર આથડતી હતી. ને તેથી બન્ને બ્હેનો કંપીફફતી હતી.

સૂર્યનારાયણ પશ્ચિમાકાશમાં અદૃશ્ય થઇ ગયા ને આખું વિશ્વ અંધકારવૃત્ત બની ગયું. જંગલની વૃક્ષ ઘટામાંથી ચળાઇને પૃથ્વી માર્ગપર પડતા સૂર્ય કિરણો પણ લય પામી ગયાને કિશોરી અને પ્રભા અત્યન્ત ભય અને કમ્પનો અનુભવ કરવા લાગી.

એકાએક સિંહરાજની ગર્જના બન્ને બ્હેનોના કાન પર પડી. થોડી પળમાતો તેમને એક વનરાજની ભયાનક આકૃતિના દર્શન પણ થયા. એ સિંહ પોતાની તરફ છલંગો ભરતો ચાલ્યો આવતો હતો એ જોઇને બન્નેએ પોતાના જીવનનો નજીકમાંજ અન્ત આવશે તેમ માની લીધું ને પરમાત્માની પ્રાર્થના કરવા લાગી.

પણ મૃગરાજનો શિકાર કિશોરીને પ્રભા જેવી નિર્દોષ સુકોમળને પરમાત્મ કૃતિની આદર્શ પ્રિય પુતળીઓ હોઇ શકેજ નહિ. ભયથી ધ્રુજતી અને અંતીમ ઘટિકાએ પરમાત્માનો નામોચ્ચાર થાય

છે તેમ 'પ્રભુ!' 'પ્રભુ!' ઉચ્ચારતી કિશોરી અને પ્રભાએ જોયું તો એ વનરાજની છલંગો અન્ય દિશામા વળી અહિં પણ પરમાત્મા એજ પોતાને બચાવી લીધી છે એમ બન્ને બ્હેનોએ માન્યું.

રાત્રિનો અંધકાર પુષ્કળ જોરમાં જામતો જતો જોઇ કિશોરી પ્રભાને ઉદ્દેશીને બોલી.

"બ્હેન! હવે અંધારૂં પુષ્કળ જામ્યું છે. માર્ગ–ખાડા–ટેકરા કશું સુજતું નથી; માટે પ્રયાણ બંધ કરીએ તો સારૂં."

આ સાભળીને પ્રભા બોલી:

"તું કહે છે તે ઠીક છે. અંધકારમા કંઇપણ દેખાતું નથી. પણ આપણે આ સ્થળે રાત્રિ નિર્ગમન કરીએ એ જોખમ ભરેલું છે કારણકે અહિંતો એકલી સિંહ ગર્જનાજ કર્ણપર અથડાય છે. એ પરથી હું ધારૂં છું કે આ જગ્યાની આજુબાજુ સિંહરાજોની વસ્તી પુષ્કળ પ્રમાણમા હશે."

"આ સ્થળ કે જ્યા આપણે ઉભા છીએ તે સ્થળમા પુષ્કળ પ્રમાણમા વનરાજો હોય એમ હું પણ માનું છું કારણકે અહિં આપણાં કાનપર જેટલી સિંહ ગર્જના સંભળાય છે તેટલી આપણે જેટલો રસ્તો પસાર કર્યો તે રસ્તે સંભળાઈ ન હતી; તેપરથી એ નિઃસંશય માનવા જોગ છે કે આ સ્થળ સિંહરાજોથીજ ઉભરાય છે. પરન્તુ આપણને અહિં રાત્રિ નિર્ગમન કર્યા સિવાય છુટકોજ કયાં છે? જુઓને અંધકારે પોતાનું જોર કેટલું બધું અજમાવી દીધું છે; ને ખાડા ટેકરા કે માર્ગ કશું સુઝે છે! મને ભય રહે છે કે અહિં રાત્રિ ગુજારવામાં જાનના જોખમ છે; પરન્તુ એ જોખમ હોર્યા સિવાય મારો અને તમારો ક્યાં છુટકો છે?"

કિશોરીના એ પ્રમાણેના શબ્દો સાંભળીને પ્રભા બોલી:

"છે તો એમજ પરમેશ્વરનું નામ લઇને અહિંજ રાત વાસો કરીએ. આપણા આયુષ્યની દોરી લાંબી હશે તો તેને કોઇ પણ તોડી શકશે નહિ.

એક વડના વિશાળ વૃક્ષ તળે બન્નેએ ઉતારો કર્યો. રાત્રિ સમ્ સમ્ અવાજ કરતી ચાલી જતી હતી. સમય બડો ભયંકર હતો. કિશોરી અને પ્રભાની સ્થીતિ અત્યંત દયાજનક હતી.

મધ્ય રાત્રિ થઇ અને કિશોરીને તૃષા લાગી તે ઉભી થઇએ પ્રભાને ઉદ્દેશીને બોલી:

"બ્હેન! મને તરસ લાગી છે."

"આટલામા કયાંય પાણી હોય તેમ જણાતું નથી."

પ્રભાએ ઉત્તર વાળ્યો.

"હું આજુબાજુ જોઇ લઉં?"

"ચાલ, હું પણ સાથે આવું."

"નહિ, તમે અહિં સુઇ રહો. હું હમણાજ પાછી ફરૂં છુ."

એમ કહી કિશોરી જળાશયની તપાસ માટે આજુબાજુ ફરવા લાગી. થોડીવાર ફર્યા પછી જંગલમાં એકાએક અજવાળું થઇ ગયલું તેણે જોયું. પ્રભાપણ સફાળી બેઠી થઇ ગઇ. આકાશમાં ચન્દ્ર હતો નહિ ને ચન્દ્રના જેવું અજવાળું છવાઇ ગયું એ જોઇને કિશોરી સ્હેજ વાર સ્થંભી ગઇ.

પછી હિંમત લાવી જે જગ્યાએથી પ્રકાશ છૂટતો હતો તે જગ્યાએ તે આવી. જુએ છે તો ત્યાં એક તેજસ્વી મણિ પડયો હતો. તે મણિ નાગરાજનો હતો. રાતની વખતે નાગદેવ પોતાના મ્હોં માંનો મણિ બ્હાર કાઢિ અંધકારમાં અજવાળું કરવા માટે પૃથ્વી

પર મૂકી આજુબાજુ ચારો ચરવા જાય છે. આજે પણ હમેશના રિવાજ પ્રમાણે મણિને પૃથ્વી પર મુકી નાગદેવ ચારો ચરવા ગયાને અંધકારમાં એકાએક અજવાળું ચમકી રહ્યું.

કિશોરીએ મણીને જોયો. તેને મણી હાથમા લઇ લેવાની ઇચ્છા થઇ. પ્રભા પોતાની જગ્યાએ કુતુહલતા પૂર્વક આજુબાજુ જોઇ રહી હતી.

કિશોરીએ મણીને પોતાના હાથમા લીધો ને જ્યા પોતે કરેલા મુકામવાળી જગ્યા તરફ ફરે છે ત્યા તેની દૃષ્ટિએ એકવાવ આવી. તેને તૃષા તો લાગી હતીજ ને તેથી તે વાવ પાસે આવીને કિનારે ઉભી રહી.

વાવ ઘણી ઊંડી હતી; અંદર અંધારૂં હતું; પરન્તુ મણીના પ્રતાપે એ અંધારૂં મટી જશે એમ માની કિશોરી વાવમા ઉતરી. મણીના પ્રકાશથી અજવાળું થઇ ગયું.

છેલ્લે પગથીયે આવીને તે ઉભી રહીને પાણીમા હાથ બોળ્યો, હાથમા પાણી લઇને પીવાનો તેનો વિચાર હતો. પરન્તુ પાણીને હાથ અડયો ને પાણીમા માર્ગ થયો.

એ જોઇને કિશોરીના આશ્ચર્યનો પારજ રહ્યો નહિ. તેણે કુતુહલતા પૂર્વક વાવના પાણીમા પગ મૂકયાને પાણીના બે ભાગ થઇ ગયા. વચ્ચો વચ્ચ રસ્તા થયોને કિશોરીએ ઉંડાણમાં ઉતરવાની લાલચને માન આપ્યું.

વાંચનાર! કિ રીને પાતળની ઉંડાણુમા જવાદોને તેટલા વખતમાં આપણે પ્રભા શું થાય છે તે જોઇ લઇએ:

નાગમણિને . કિશોરી વાવમા ઉતરીને અજવાળું બંધ થયું

નાગરાજ ચારો ચરવાનું છોડી દઈ જે જગ્યાએ મણિ મૂકયો હતો તે જગ્યાએ સુસવાટા મારતો આવ્યો; જુએ છે તો ત્યાં તેનો મણિ હતો નહિ.

નાગદેવ અત્યંત ક્રોધમા આવી ગયાને ફેણપછાડવા લાગ્યા. સુસવાટા ધુધવાટ કરતા આજુબાજુ ફરવા લાગ્યા; પણ કોઈ મનુષ્ય પ્રાણી તેના જોવામા આવ્યુ નહિ કે જેથી તે મનુષ્યને પોતાના મણિનો ચોર લેખી તેને ડંશ કરે !

ફેણ પછાડતા—ફુંફાડા મારવા નાગ રાજ ચોમેર ઘુમતા હતા ત્યાં પ્રભાને તેમણે જોઇ. તે સ્ત્રી એજ પોતાનો મણિ ચોરીલીધો હશે. એમ માની નાગરાજ તેના તરફ ફર્યા જોસમા ધસ્યા.

પ્રભાએ અંધારામાં પણ નાગરાજ ની આંખો માની કિકિના કિરણો નજીક આવતાજોયા ને તે સફાળી ઊભી થઇગઇ. સર્પ રાજના ફુંફાડા કાનપર પડતા તે દોડવા લાગી નાગરાજે માન્યુંકે મારા મણિ નો ચોર ન્હાસવા માગે છે.

પરન્તુ નાગદેવે પ્રભાની પાછળ ગતિ કરી. છેક નજીક આવેલા ને ફુંફાડા મારતા નાગને જોઇ પ્રભાના પગની ગતિ અત્યંત મંદ થઇ ગઇ. તેના મસ્તકમા ચક્કર આવ્યાને તે ધબ દઈને પૃથ્વીપર પડી ગઇ.

નાગરાજ ક્રોધમય મુદ્રાએ પ્રભાની છાતીપર ચ્હડી ગયા નેજેવા તે પ્રભાને ડસ કરવા જાય છે તેવીજ તેમની બાજુમાથી એક સનનન કરતી ગોળી પસાર થઇ.

નાગરાજ ભય પામ્યા; કદાચ પ્રભાની આયુષ્ય લાબી હોવાનું કારણ હોય ! ગમે તેમ પણ નાગરાજ પ્રભાને ડંસ કર્યા વિના છાતી પરથી નીચે ઉતરી સ્વમાર્ગે પ્રયાણ કરીગયા.

પ્રભાને આ બધી બીનાની ખબરપડી નહિ. કારણ કે તેતો મૂર્છા વશ સ્થીતિમાં પડી હતી. નાગદેવ તેની છાતી પર ચડી બેઠા ને પાછા ઉતરીને ચાલ્યા ગયા તેની તેને ખબર ન હતી, તે તો મુર્છા શ્વાસના ધબકારા જોરથી મારી રહી હતી. એક રીતે જોઇએતો તે જાણે કે નિશ્ચેતન વતજ જણાતી હતી.

વાંચનાર ! નાગરાજની પાસેથી ગોળી સનનન કરતી પસાર તો થઇ ગઇ પરન્તુ એ ગોળી ક્યાંથી આવી ? કોણે છોડી ? શા માટે છોડી ? વિગેરેનું કાંઇ અનુમાન કરી શકો છો ?

વ્હેપાર કરવામાતો મ્સોટા મ્હોટા પ્હાડતોડી પાડો છો તોઆવા અનુમાનનો સ્હેજ વિચાર પણ નહિ કરી શકશો ? જાઓ ! જાઓ ! ભલા માણસ !

થોડી વારમા પ્રભા–મુર્છાવસ્થા પ્રાપ્ત પ્રભાની પાસે પંદર માણસોનું ટોળું ઉપસ્થિત થયું. તે ટોળામા એક માણસ અગ્રેસર જેવો જણાતો હતો. બીજા માણસો પગે ચાલનાર હતા જ્યારે તે ઘોડેસ્વાર હતો. વાચનારને જણાવવું જોઇએ કે પ્રભાની છાતી પર ચ્હડી બેઠેલા નાગરાજને જોઈને બંદૂક ફોડનાર એ ઘોડેસ્વારજ હતો. પરન્તુ ક્યાય માનવીના શસ્ત્રોથી દેવો હણાયા સાંભળ્યા છે ? નાગ-રાજની ફણાનું નિશાન તાકીને ફોડાયલી બંદૂક નિષ્ફળ ગઇ ! પરન્તુ ડસ્યા વિના નાગરાજ જતા રહ્યા એ જાણતાં એ ઘોડેસ્વાર આનંદ પામ્યો.

પગે ચાલનાર દરેકના હાથમાં શું હતું ? એક હાથમાં ખુલ્લી તલ્વાર અને બીજા હાથમાં સળગતી મસાલ હતી. ફક્ત ઘોડેસ્વારના હાથ ખુલ્લા હતા.

તેઓ કોણ હતા ? પંદર માણસની એ ટુકડી કોણ હતી ?

ઘોડેસ્વારે હુકમ કર્યો ને તેના માણસોએ પ્રભાને ઉંચકીને ઘોડેસ્વારની આગળ ખાંધ ઉપર બેસાડી દીધી.

હજી પણ પ્રભા મુર્છાવશ હતી. તેની મુર્છાનું કારણ શોધવાની તકલીફ ઘોડેસ્વાર સરદારે લીધી નહિ.

જો પ્રભાની આંખો ખુલ્લી હોત તો તે જોઇ શકત કે એ ઘોડેસ્વાર સરદાર પોતાના દેહ સૌન્દર્ય રસનું દૃષ્ટિદ્વારા પાન કરી રહ્યા છે !

પ્રભાને પોતાની સાથે લઇ સરદારે આગળ ચાલવા માંડયું. સળગતી મસાલોના પ્રકાશથી આસપાસ અજવાળું અજવાળું થઇ રહેતું.

પ્રભાને એક ભોંયરામા કેદ કરવામા આવીને ત્યારપછી તેનું શું બન્યું તે તેણે પ્રભાએ પોતેજ–સૌમ્યસિંહને જણાવ્યું છે.

એ ટોળી કોની હતી ?

લુટારાના સરદારની એ ટોળી હતી ! ને ત્યાર પછી તેનો નાશ સૌમ્યસિંહના હાથે કેવી રીતે થયો તે " પવિત્ર કુમાર 'મા જણાવાયું છે.








## " કિશોરીનો પૂર્વ વૃત્તાન્ત. "

વાવના જળ કાપતી કિશોરી ઠેઠ પાતાળ ભૂમિમા આવી લાગી. વાવનાં પાણી પાતાળ સુધી ફુટેલા હતા. પાતાળભુમિ આવતાં પાણીનો અંત આવ્યો ને કિશોરીના આશ્ચર્યનો પાર રહયો નહિ.

એક મ્હોટું અને અત્યંત કારીગરીયુક્ત મકાન તેના જોવામા આવ્યું. એ મકાનમા પગ મૂકતાજ તેના વિચારો આદર્શ રૂપ બની ગયા.

મકાન ભવ્ય હતું પરન્તુ મકાનમાં કોઇપણ માણસ તેના જોવામા આવ્યું નહિ. તે મકાનના ચોગાનમા ઉભી રહીને ચોતરફ જોવા લાગી. થોડે દુર એક સ્ત્રી નગ્નાવસ્થામા ઉભેલી તેણે જોઇ. તેણે તે તરફ ચાલવા માડયું.

થોડીવારમા કિશોરી એ નગ્ન સ્ત્રી પાસે ઉપસ્થિત થઇ. કિશોરીને જોતાજ તે નગ્ન સ્ત્રી બોલીઃ

" બ્હેન ! તું કોણ છે ?"

કિશોરીએ પોતાનો પરિચય આપવા પૂર્વે પૂછવા માંડયુંઃ

" પ્રથમ તમે એ કહો કે આ મકાન કોનું છે. આ ભૂમિ કોની છે ? ને આપ કોણ છો ?"

" તું મૃત્યુ લોકની માનિતી હો એમ મને લાગે છે." તે નગ્ન સ્ત્રી બોલી.

" હા. અને તમે ?"

" બ્હેન !" તે સ્ત્રી બોલી: " એક મિનિટ પણ થોભ્યા વિના અહિંથી ચાલ્યા જાઓ. કેમ ?" કિશોરી બોલી: " અહિં કંઈ મારા માટે ભય છે ? "

" હા. " તે સ્ત્રી બોલી: " જો તને જીવવાની મમતા હોય તો એક મીનિટ પણ અહિં ન થોભીને મૃત્યુ લોકમા ચાલીજા. આ તો નાગ લોક છે. અહિં નાગદેવ વસે છે. હું નાગદેવની પત્ની છું. મારા પતિ મત્સભૂમિમા ચારો ચરવા ગયા છે તે હમણાંજ પાછા ફરશેને અહિં તમને જોશે તો તમારા ઉપર અત્યંત ક્રોધાદ્દિષ્ટિ થસે ને તમને ડસીને મૃત્યુના માર્ગે મોકલી આપશે. માટે મારૂ કહેવું માની જ્યાથી આવ્યા ત્યા ચાલ્યા જાઓ. "

કિશોરીને તેના મન્દ ભાગ્ય પ્રતિ ઘુણા વછૂટી. પોતે જ્યાં જાય છે. ત્યા પોતાની ઉપર મ્હોતનાજ નગારા ગડગડે છે એ જાણીને તેને દુઃખ અને તેની સાથે કંપનો અનુભવ થવા લાગ્યો.

" હે સુન્દર છોકરી !" તે નાગદેવ પત્ની બોલી:" શા માટે અહિ રોકાઇને મૃત્યુના મ્હોમાં હોમાય છે ? મારા પતિને આવવાનો હવે વખત થઈ ગયો છે. "

" બ્હેન !" કિશોરી બોલી: " મારૂં ભાગ્યજ મન્દ છે. હું જ્યા ત્યા મ્હોતના દુતનેજ જોઉં છું. મ્હોત જાણે કે મારી પાછળ ફરી રહ્યું છે. "

" તમારા જેવી સુન્દર સુંદરીની પાછળ મ્હોત ફરી રહ્યું છે એ આશ્ચર્ય પામવા જેવું છે. " નાગપત્ની બોલી.

" પરમાત્માની જેવી ઇચ્છા. " કિશોરી બોલી: " જો મ્હોત મારી પાછળજ ફરતું હશે તો હું તેના પંજામાંથી કોઈ છટકી શકવાની શક્તિ ધરાવતી નથી. મારૂં જેમ થશે તેમ થશે. હુંતો અહિંજ રહીશ. મર્તભૂમિ કરતાં અહિંનું સૌન્દર્ય ઘણુંજ સરસ અને સુંદર હશે. "

" બ્હેન ! " નાગપત્ની બોલી: " બ્હેન ! શા માટે જીવ ઉપર ઉદાર થાય છે ? અહિંનું સૌન્દર્ય મર્ત્ય ભૂમિના સૌન્દર્ય કરતાં હજારગણું સુંદર છે; પરન્તુ જોતું જીવતી રહેવા પામીશ તો સૌન્દર્ય દેખીશ ને ? "

" નાગદેવ મને શા માટે મારી નાખશે ? " કિશોરી બોલી.

" અમારી ભૂમિમા મર્ત્ય લોકનું માનવી આવે ને અમારી ચેષ્ટા જોઇ જાય એ અમે ઠીક માનતા નથી. " નાગ પત્ની બોલી.

કિશોરી કંઇ બોલી નહિ, ને આજુબાજુ દષ્ટિપાત કરી રહી. નાગપત્ની કિશોરીનું સૌન્દર્ય જોઇને છક થઇ ગઈ. તેને તેના સૌન્દર્યનું અભિમાન હતું. નાગપત્નીઓ સુંદરજ હોય છે; ને તેમા પોતે અધિક સુંદરતા સંપન્ન હોવાથી આજ પર્યંત તે પોતાને " સૌન્દર્ય રાણી " તરીકે માનતી હતી; પરન્તુ કિશોરીના સૌન્દર્યને નિરખતાજ તેનું એ અભિમાન ગળી ગયું.

મર્ત્ય ભૂમિની સ્ત્રીઓમા પણ સૌન્દર્ય હોય છે તેમ તેણે સ્વીકાર્યું.

" બ્હેન ! " નાગ પત્ની બોલી: " તું અહિં શી રીતે આવી શકી ?"

" આ મણિના પ્રતાપે. "

એમ કહીને કિશોરીએ પોતાની પાસેનો નાગમણિ નાગ પત્નીને બતાવ્યો એ મણિને જોતાંજ નાગ પત્ની બોલી ઉઠી:

" આ તો મારા પતિ દેવનો મણિ!...તે તારા હાથમા ક્યાથી આવ્યો ? "

કિશોરીએ જણાવ્યું.

" હું જંગલમા ફરતી હતી ત્યા મેં આ મણિને જોયોને હાથમા લીધો. પછી તૃષા લાગવાથી વાવમા ઉતરી. પાણીમા હાથ બોળતાં માર્ગ થયો ને હું એ માર્ગે થઇને અહીં આવી. પાણીમાં માર્ગ થયો એ આ મણિના પ્રતાપે હશે ! "

" મણિ વીના મારા પતિ ફેણા પછાડશે ને ઝુરશે માટે હુ આ મણી મારા પતિને આપવા મર્ત્ય ભૂમિમા જઈ આવું. તું અહિં રહીશકે મારી સાથે આવીશ ? "

" નાગદેવ એની મેળાએ અહિં નહિ આવે ? " કિશોરી બોલી.

" મણિ વિના અહિં આવી શકશે નહિ. માટે મણી આપવા માટે મારે બહાર મર્ત્યભૂમિમા જવું પડશે. "

કહી નાગપત્ની મણિ લઇને વાવદ્વારા મર્ત્યભૂમિમા આવ્યાને મણિના પ્રકાશમા નાગરાજને ફુફાડા મારતા–ફેણા પછાડતા તેણે જોયા તે દોડતી નાગરાજ પાસે ગાઇને મણિ આપ્યો.

મણિ મળતા નાગરાજ કંઇક શાન્ત થયા. પરન્તુ એ મણિ નાગ પત્નીની પાસે જોઇને આશ્ચર્યન્વિત થયા. તેઓ બોલ્યા:

" આ મણિ તારી પાસે ક્યાંથી ? શું તું મારી પાછળ પાછળ મર્ત્યભૂમિમાં આવી હતી ? "

નાગપત્નીએ કિશોરીએ મણિ લઇ લીધો હતો ને એ કિશોરી નાગ લોકમા હાલમા બેઠી છે વિગેરે હકીકત કહી સંભળાવીને સાથે સાથે કિશોરીના સૌન્દર્યની ઘણીજ તારીફ કરી; તે એટલા માટે કે નાગરાજ પોતાનો મણિ ચોર્યાના બદલ તેનો નાશ કરવા ન પ્રેરાય.

ને થયું પણ તેમજ નાગરાજ મર્ત્ય લોકની સુંદરીને નિરખવા અધિર બન્યા. નાગપત્નીની સાથે વાવદ્વારા નાગલોકમા નાગરાજ ઉપસ્થિત થયા.

પ્રથમ તો નાગરાજને જોઇને કિશોરી ભયથી કંપી ઉઠી પરન્તુ જ્યારે નાગપત્નીએ કંઇ પણ ડર ન રાખવાનું કહ્યું ત્યારે તે ભય મુક્ત થઇ.

નાગરાજ કિશોરીનુ સૌન્દર્ય જોઇ મનમાને મનમા તેના સૌન્દર્યની તારીફ કરવા લાગ્યા.

કિશોરી નાગ લોકમા એકમાસ રહી. પછી તેને અકળામણ આવવા લાગી. મર્ત્યભુમિનો આત્મા દેવલોકમા કેમ ટકી શકે?

નાગરાજ અને નાગપત્નીની રજા લઇ કિશોરી મર્ત્ય લોકમાં જવા તૈયાર થઇ. પરન્તુ વાવ દ્વારા બહાર નિકળવા માટે મણિ જોઇએ એમ હોવાથી તેણે મણિના માટે નાગરાજને વિનતિ કરી.

નાગરાજે ઉદાર દિલથી નાગમણી કિશોરીને આપ્યો. કિશોરીએ એ પવિત્રદેવને નમન કર્યું ને રજા માગતાની સાથે આશિર્વાદ પણ માગ્યા

નાગરાજે મત્ય લોકની સુંદરીને શુભાશિર્વાદ આપ્યા ને મણિના ગુણ બતાવતાં જણાવ્યું.

" આ મણિમા ત્રણ ગુણો છે. એક તો પાણીમા માર્ગ કરે

છે. બીજું આંધળા મનુષ્યની આંખની પાપણુપર જો આ મણિ ફરે તો મણિના પ્રભાવે આંધળાને ચક્ષુ તેજ સંપાદન થાય છે. ને ત્રીજું એકે જો મનુષ્યને કોઢ થયો હોય તેની ડોકે આ મણિ ચોવીસ કલાક બાંધે તો એ ભયંકર રોગ પણ નાબુદ થાય છે. આ નાગ-મણિમાં આ ત્રણ મહાન ગુણો છે. વખત આવે તેનો ઉપયોગ કરજે."

કિશોરી નાગરાજને નમીને મણિની સાથે વાવાદ્વારા થઈ મર્ત્ય ભૂમિમા આવી.

હવે તેને પ્રભાનું સ્મરણ થઇ આવ્યું. દેવભૂમિમા તે પ્રભાને છેકજ ભુલી ગઇ હતી. જ્યારે તેણે પ્રભાનું સ્મરણ કર્યું; ત્યારે તેને મુર્છા આવી ગઇ. કારણકે તેણે ધારી લીધું કે આવા ભયાનક જંગ-લમા પ્રભા આજ પર્યન્ત જીવતી રહીજ કેમ શકે ?

કેટલોયે વારપછી તેને મુર્છા વળી. જાગીને જુએ છે તો સૂર્ય-નારાયણના પ્રભાતના પુણ્ય તેજના કિરણો પૃથ્વીપર વિસ્તરી રહ્યા. હતા.

તે ઉઠીને ચાલવા માંડ્યું. તેની આંખો આંસુથી ઉભરાવા લાગી પ્રભાની સ્મૃતિ હૃદયને વેડરી નાખતી હતી.

મધ્યાહ્ન થતાં તે એક વૃક્ષની છાયા તળે નિશ્વાસ નાખતી બેઠી. સ્હેજ આડી થઇ ને નિદ્રા આવતા તે સ્વપ્ન સૃષ્ટિમાં વિહરવા લાગી.

જાણે પ્રભાની ઉપર કોઇ પાપી બલાત્કાર કરી રહ્યું છે!

એકાએક તે ઝબકીને જાગી ઉઠી. આવા સ્વપ્ન મા કેટલું સત્ય હોય છે તેનું તેને જ્ઞાન હતું નહિ; તોપણ તેણે કોઈ વખત સાભળેલું હતું કે મધ્યાહ્નની નિકટમા જે સ્વપ્ન આવે તે ઘણે ભાગે સત્યજ હોય છે.

ને આથી તેણે પોતાના એ સ્વપ્નને માની લીધું. પ્રભાની ઉપર ક્રોધ પાપી બલાત્કાર કરે છે એદૃશ્યજ જાણે તેની ચક્ષુ સમીપ તરવરવા લાગ્યું.

મસ્તકપર વિજળી ટૂટી પડે ને જે આઘાત થાય ને પીડા થાય તેટલી પ્રબલ પીડાનો તે અનુભવ કરવા લાગી.

સાજ પડીને તેણે આગળ ચાલવાનો વિચાર કર્યો. ઉઠીને સ્હેજ ચાલતા તેને લથડીયા આવવા લાગ્યા ને તેથી તેણે પ્રયાણનો વિચાર બંધ કરી દઇ એક વૃક્ષની ડાળે રહીને રાત્રિ નિર્ગમન કરવાનો વિચાર કર્યો.

તે ઝડપ વૃક્ષપર ચ્હડી ગઇ ને એક શાખાની ઉપર બેઠી. જો ઉંઘના ઝોકા આવે તો પડીજાય એવી સ્થીતીમા તે શાખાપર બેઠી હતી તેનું તેને વિસ્મરણ હતુ નહિ.

મધ્ય રાત્રી થઇ વૃક્ષના મુળ પાસે આવીને કોઇએ ઉતારો કર્યો: અંધકારમા પણ કિશોરી જોઇ શકી કે તે કોઈ પ્રવાસી મનુષ્ય હતો.

પરન્તુ તે આવા બિહામણા જંગલમા મધ્ય રાત્રી સુધી વિચરનાર તે કોણ હશે? શા કારણથી આવા ભયાનક અરણ્યમા મુસાફરી કરી રહ્યો હશે? આવા આવા પ્રશ્નો તેણે મન સાથે કરવા માંડયા.

એકાએક કિશોરીના ગળે ડુમો ભરાયોને તેણે ઉધરસ ખાધી.

મનુષ્યની ઉધરસ સાભળતાજ વૃક્ષના મુળ પાસે લાંબો થઇ સુતેલો મનુષ્ય ઝબકીને બેઠો થઇ ગયોને ઉંચે જોયું તો તેની નયન કીકીઓ કિશોરીની આકૃતિની સ્હેજ ઝાંખી કરી શકિ.

પ્રથમ તો તેણે વિચાર્યું કે તે કોઇ ભુત પ્રેત કે ડાકણ પિશાચણ હશે, પરન્તુ ઉધરસ મનુષ્યના જેવી હોવાથી તેણે એ શંકાને

મહત્વ આપ્યું નહિં. તોપણ સત્ય વસ્તુ જાણવા માટે તેણે કિશોરી તરફ દૃષ્ટિ રાખીને પ્રશ્ન કર્યો.

"બાઇ ! તું કોણ છે ?"

આ પ્રશ્નથી કિશોરી મુંઝાઇ. ઉત્તર આપવો કે નહિ તેના વિચારમાં તે પડી.

કિશોરીને મૌન જોઇને તે મનુષ્યે પુનઃ પ્રશ્ન કર્યો.

"બાઇ તુ કોણ છે ?"

કિશોરી પૂર્વવત્ મૌનજ રહી. તેનાથી ઉત્તર આપવાની હિંમત ચાલી શકાઇ નહિ.

તે મનુષ્ય બબ્બે વખત પુછાયલા પ્રશ્નને ન ગણકારનાર સ્ત્રી ઉપર ચીડાયો. તલ્વાર મ્યાન હસ્ત કરતો તે બોલ્યો.

"બોલ કે તું કોણ છે ? મનુષ્ય છે કે ભૂત છે ? બોલ નહિતર શમશેરના ઝાટકે હમણાજ ઉડાવી દઉં છું !"

કિશોરી તલ્વારનું તેજ જોઇને કંપી ઉઠી. ધ્રુજતા અવાજે તે બોલીઃ

"બાઇ ! હું ભુત નથી પણ મનુષ્ય છું. સ્ત્રી છું. આપ કોણ છો ?"

કિશોરીનો કંઠ કોયલના જેવો મધુર હતો. તેના શબ્દો સાંભળીને તે મનુષ્ય દિગ્મૂઢ થઇ ગયો.

"કંઠની આટલી કોમળતા ! સ્વરમાં આટલી મધુરતા !"

ઘડીભર તે દીંગમુઢ જેવો સ્થીર રહ્યો.

"હું પણ મનુષ્ય છું. મારૂં નામ રામસિંહ છે, જાતે ક્ષત્રિય છું,"

"સારૂં" મધુર અવાજે કિશોરી બોલી.

" ભાઇ ! શા માટે વૃક્ષ શાખામા ભરાઇ બેઠા છો ?" રામસિંહ બોલ્યો " નીચે આવો હુ તમારી રક્ષા કરીશ. "

" મારે ખાતર તમારે શા સારૂ તસ્દી વેઠવી ?

કિશોરીએ ઉદ્‌ગાર કાઢયા.

રામસિંહ જાણે અજાણે કિશોરી પ્રતિ આકર્ષાતો ગયો.

" મનુષ્ય મનુષ્યને મદદ કરે તેમાં તસ્દી શાની ? જુઓને શાખ પર શરીર સાચવીને બેસતા તમે કેટલા મુશીબતમા છો ? નીચે આવોને આરામથી સુઓ. સિંહ વાઘ વરૂથી હુ તમને રક્ષીસ. "

કિશોરીને આ મનુષ્યના શબ્દોમા વિશ્વાસ આવ્યોને હળવે રહીને વૃક્ષ પરથી નીચે ઉતરીને રામસિંહની સાથે આવીને ઉભી રહી.

કિશોરીનું સૌન્દર્ય અંધારામા પણ રામસિંહ જોઇ શકયો. તેણે મનમા સૌન્દર્યના સજનાર સરજનહાર તરફ ભક્તિ ભાવ પેદા કર્યો.

સૌદર્યનુ નિરિક્ષણ બે દષ્ટિથી થઇ શકે છે એ બાબત વાચનાર ! તું જાણતો હઇશ,

એક દ્દષ્ટિ સોન્દર્યના સ્રજનાર પ્રતિ ભક્તિ ભાવ સ્ફુરાવેછે, જ્યારે બીજી દષ્ટિ અધમ વિકારને ઉછાળે છે.

રામસિંહની દ્દષ્ટિ પ્રથમ પંક્તિની હતી. કિશોદીના સૌન્દર્યે તેના હૃદયમા ભગવાનની અકળ કલા પ્રતિ ભક્તિભાવ પેદા કર્યો. કિશોરી જેવી સૌન્દર્ય પુતળીને તેણે આન્ત રિકનમન આપ્યું.

કિશોરીને પોતાની સન્મુખ આવીને ઊભી રહેલી જોઇને રામસિંહ બોલ્યો.

" આવો બ્હેન ! બેસો, ગભરાશો નહિ. મને તમારો ધર્મનો ભાઇ માનશો "

રામસિંહના આ શબ્દોએ કિશોરીના ગભરાટને દુર કર્યો રામસિંહના શબ્દોના પડદા પાછળ કંઇ પણ વિકાર દૃષ્ટિ નથી એમ કિશોરીને લાગ્યુ,

તરત તે રામસિંહની સામે બેઠી; ને " આવી સુંદર પુતળીને જંગલમા આવી રીતે શા માટે સુવું પડતું હશે, " એવો વિચાર રામસિંહને આવ્યો. ને તેણે કિશોરીને પૂછયું.

" બ્હેન ! તમારો થોડો ઘણો પરિચય મને આપશો ? "

કિશોરીએ મનમા વિચાર કર્યો કે પોતાનો પરિચય રામસિંહને આપવો કે નહિ ઘણા વિચારના અન્તે તેણે એમ નિશ્ચય કર્યો કે હાલ તરતમા તો પોતાનો પરિચય આપવાનું સાહસ કરવું નહિ. કિશોરી બોલી.

" ભાઈ લાચાર છું કે હમણા હુ મારો પરિચય આપને આવી શકીશ નહિ. "

" મને તે જાણવાની વધારે જરૂર છેજ નહિ. " રામસિંહ બોલ્યો:

" મધ્યરાત્રિ વીતી જવા આવી છે. માટે જરા આરામ કરો. હુ જાગતો બેઠો છું. તમે જંગલમા પણ નિર્ભય છો એમજ માનજો મારી તલ્વાર તમારી રક્ષા કરશે.

કિશોરીને પરિશ્રમ પડેલો હોઇ તેની આખો નિદ્રાના ઘેનમા ઝોલાખાતી હતી; તેથી તે સ્હેજ આડી થઈ; ને રામસિંહ જોઇ શકયો કે ઘણીજ ગાઢ નિદ્રાને આધીન થઇ ગઇ છે ?

જ્યારે રામસિંહે કિશોરી ગાઢ નિદ્રાધિન જોઇ ત્યારે તે ઉઠયોને કિશોરીના મ્હો પ્રતિ જોઇ રહ્યો,

તેણે સ્વાભાવિક આત્મગત ઉદ્ગાર કાઢવા માડયા " પરમાત્મા એ સર્જેલી સૌન્દર્યની રસભરિ પુતળી જંગલના અસહ્ય સંકટોને શા

કારણથી વેઠતી ફરતી હશે.? શું તેના ઉપર સંકટ ઝઝુમ્યું હશે ! અહા ! શી કાંતિ ! દેહકાંતિ રાજપુત્રી સિવાય હોય નહિ. જો તેમજ હોય કિન્તુ તે રાજપુત્રી હોય તો આવી રીતે રઝળવાનું કારણ ? શું તેના માતપિતાએ તેને ઘરબહાર કાઢી મુકી હશે ! કોણ જાણે શું કારણ હશે ! પરન્તુ કોઈ સાધારણ ઘરની આ સ્ત્રી હોવી ન જોઇએ જરૂર રાજપુત્રીજ હોવી જોઇએ."

ને આ પ્રમાણે ઉદ્‌ગાર કાઢીને પછી સુન્દરી કિશોરીના મ્હોં પ્રતિ જોઇ રહ્યો.

આખી રાત્રિ તેણે કિશોરીની રક્ષા કરવા જાગ્રત અવસ્થાએજ વિતાવી.

પ્રભાત થયું ને કિશોરીની આંખ ઉઘડી. તેની નિદ્રા ચાલી ગઇ. જાગીને જુએ છે તો રામસિંહ કંદર્પ દેવથીયે સુન્દર પુરૂષ હતો ને એવા પુરૂષની ધર્મની બ્હેન થવામા તેણે ગર્વ જોયો.

"બ્હેન !" કિશોરીને જાગ્રત થયલી જોઇને રામસિંહ બોલ્યો. "નિદ્રા સારી રીતે આવી હતી ને ;"

"ભાઇ ? ઘણીજ સારી રીતે મને નિદ્રા આવી હતી. મારો સઘળો પરિશ્રમ એ નિદ્રામાં ચાલ્યો ગયો છે ને મારા દેહમાં કંઈ અજબ સ્ફુર્તિ સ્ફુરી આવી છે. તમે મારા માટે આખી રાત્રિ ઉજાગરો વેઠયો એ માટે હું તમારો આભાર માનું છું."

કિશોરીએ આભાર બતાવ્યો.

"બ્હેન ? તેમાં આભાર માનવાની કશીયે અગત્ય નથી. મેં મારો ધર્મ બજાવ્યો છે એમ કહીશ ત્યારે તમે ચમકશો કારણકે મ્હારો ધર્મ તમને ઉજાગરો વેઠીને રક્ષવાનો છે તેની તમને ખબર નહિ હોય. હું ક્ષત્રિય છું; ને વળી તમે મને ભાઇ કહ્યો, તમને

બ્હેન કહી, આથી મ્હારો ધર્મ ઉપસ્થિત થયો કે, મારે તમારી રક્ષા કરવીજ. ને એ ધર્મ પ્રમાણે મેં જાગરણ કર્યું તેમા તમારે કસી આભાર માનવાની અગત્ય નથી."

રામસિંહે, પોતે આભાર કર્યો નથી; પરન્તુ ધર્મ ફરજનું પાલન કર્યું છે એમ બતાવ્યું.

કિશોરી ભાઇ તરફ વધારે આકર્ષાઇ.

"બ્હેન! તમે કયા જવા માગો છો?"

"હું ગમે ત્યા જઇશ." કિશોરી બોલી.

"એટલે?" રામસિંહ બોલ્યો.

"મારા માટે કોઇ નિશ્ચિત સ્થાન નથી. ફરતાં ફરતાં જ્યાં ચ્હડી જવાય ત્યા ખરૂં." કિશોરીએ જણાવ્યું.

"મારી સાથે ચાલો તો હું તમને એક ગામમાં લઇ જાઉં!" રામસિંહે એ પ્રમાણે જણાવ્યું.

"શું આટલામા ગામ છે?"

કિશોરીએ પ્રશ્ન કર્યો.

"હા." રામસિંહે ટુંકો જવાબ આપ્યો.

"કેટલે દુર છે?" કિશોરી બોલી.

"લગભગ પચીસ ગાઉ દુર હશે." રામસિંહે જણાવ્યું.

"અહિંથી?" કિશોરી બોલી.

"હા." રામસિંહે જણાવ્યું.

"તમે આ જંગલમાં કેવી રીતે આવી ચડયા?"

કિશોરીએ રામસિંહની વાત જાણવાના ઉદ્દેશે એ પ્રશ્ન કર્યો.

"મારી કથા હું અહિં કહીશ નહિ જો તમે મારી સાથે ચાલશોને આપણે એક ગામમાં જઇશું તો હું તે વખતે મારી કથા જણાવીશ."

રામસિંહે જણાવ્યું.

"હું તમારી સાથે આવીશ" કિશોરીએ રામસિંહની સાથે જવામા કશું જોખમ ન જોયું.

"ત્યારે ચાલો અત્યારેજ ચાલવા માડીએ સાંજ પડતામાં આપણે પચીસ ગાઉ કાપી નાંખીએ એટલે રાત ગામમાં રહેવાય." રામસિંહે એજ વખતે ચાલી નીકળવાનો વિચાર દર્શાવ્યો.

કિશોરીએ તેજ વખતે પ્રયાણ કરવાની ઇચ્છા જણાવી એટલે બન્નેએ એજ વખતે ચાલવા માંડયું.

માર્ગમાં અનેક ભયાનક દશ્યો તેમના દેખવામાં આવવા લાગ્યા. કિશોરી કંપતી ને રામસિંહ તેને નિડર બનવા કહેતો.

કિશોરીનું સૌન્દર્ય અનુપમ હતું. આવી સૌન્દર્ય શાલિની સુકુમાર સુન્દરી જંગલમા પગે ચાલીને મુસાફરી કરતી હતી. તેના કોમળ ચરણ આ રસ્તામાં ગુલાબના પગલા પાડવાને બદલે જંગલની ખાડતકેરા વાળી ભુમિયા પડતા હતા. કોઇ કોઇ વખત તીક્ષણ કાંટાઓ ચરણમાં ભોકાતા ને કિશોરીને કળવળી જતી. નીચે બેસીને મહામુશીબતે કાટો કાઢયા પછી તેનાથી ચાલી શકાતું કાંટો પગમાથી નિકળે એ વખતે લોહીની ટશરો ફૂટતી હતી

મધ્યાન્હ થયો. સૂર્યનારાયણના પ્રખર તેજમાં કિશોરીનો નવનીત સમાન સુકોમળ દેહ તપવા લાગ્યો. તેનું મ્હો તાપથી લાલઘુમ બની ગયું. ને સ્હેજ કાલિમાની છાયા પણ આવી.

રામસિંહ મનમાને મનમા દુઃખનો અનુભવ કરતો જતો હતો. કિશોરી જેવી સુંદરી કે જેને પલંગથી નીચે ઉતરતા ફોલ્લા પડે તેને જગલમા કાટા-ઝાખરાને ઓળંગવા પડે છે; સુકોમળ દેહને પ્રભાકરના પ્રખર તાપમા તપાવવી પડે છે એથી રામસિંહને દુઃખ થતું હતું.

જાણે તે કિશોરીનો સગો ભાઇ હોય તેમ કિશોરી ઉપર તેને લાગણી વધતી જતી હતી.

ને કિશોરી પણ રામસિંહની પોતાની તરફની લાગણી જોઇ શકતી હતી ને તેથી જંગલમા ઘણા દિવસે એવા ધર્મ પ્રિયભાઇનું મિલન થયું ને તેના પ્રતાપે જંગલ બહાર નિકળી એકાદ ગામડામા પહોચાશે એ વાતથી તેના હૃદયમાં અત્યત હર્ષ ઉછળતો હતો ને એ હર્ષાવેશમા તેને ચાલવાનો પરિશ્રમ જણાતો ન હતો.

તાપમા તપેલી કિશોરીને તૃષા લાગી.

" ભાઇ ! મને તૃષા લાગી છે. "

રામસિંહે ઉભા રહીને ચોમેર દ્દષ્ટ ફેરવી પરન્તુ કયાંય જળાશય હોવાના ચિન્હો તેને જણાયા નહિ.

તેણે જણાવ્યું:

" બ્હેન ! આટલામા કોઇ જળાશય હોય તેમ જણાતું નથી. "

" પણ મારો કંઠ સુકાય છે. તૃષાના જોરે મારા પગ લથડીયા ખાય છે. "

કિશોરીએ પોતાની સ્થીતિ જણાવી.

" જરા આગળ ચાલશું ને જળાશય આવશે. "

રામસિંહે આગળ ચાલવાનું જણાવ્યું:

" ભાઇ ! તૃષાનું જોર એટલું બધું છે કે હું હવે ચાલી શકીશ નહિ. "

કિશોરીએ પાણી પીધા વિના પ્રયાણમાં આગળ વધવાની પોતાની અશક્તિ દર્શાવી

રામસિંહના શિરપર મ્હોટી ચિન્તા આવી પડી. કિશોરીની તૃષાનું જોર વધતું જતું હતું ને તે આકુળ વ્યાકુળ થવા લાગી.

રામસિંહને જણાવ્યું કે " જો કિશોરીની તૃષા નહિ છીપે તો તેનો પ્રાણ ઉડી જશે. "

પણ એટલામા કયાય જળાશય હોય તો રામસિંહ પાણી લઇ આવે ને ?

કિશોરીને આખે તમ્મર આવ્યાને તે એક વૃક્ષની છાંયા નીચે ' હાશ ' ઉદ્દગારની સાથે બેસી ગઇ.

રામસિંહ બોલ્યો:

" બ્હેન ! જો કે આટલામા કયાય જળાશય હોય એમ જણાતું નથી. તો પણ હું વધારે તપાસ કરવા માટે આજુબાજુ જરા ફરી આવું. ઇશ્વર કૃપા હશે તો અવસ્ય જળાશય મળી આવશે. "

એમ કહીને રાજસિંહ આડોઅવળો ઘુમવા લાગ્યો.

ઘણે દુરદુર રામસિંહ ફરી વળ્યો: પરન્તુ કયાય તેને જળાશય જોવામાં આવ્યું નહિ.

પછી નિરાશ હૃદયે, મ્લાન વદને જે સ્થળે કિશોરી બેઠી હતી તે સ્થળ તરફ તેણે ચાલવા માડ્યું.

ને આ શું ?

વાચનાર ! અચાનક તેના હાથ પાછળથી મજબુત પકડાયોને જોત જોતામાતો તેના હાથ રસીવતી મજબુત બંધાઇ ગયા.

રામસિંહ પંદર સોળ માણુસની ટોળી જોઇને આભોજ બની ગયો, સઘળાની મુખમુદ્રા પરથી રામસિંહે કળી લીધું કે આ કોઇ લુટારાની ટોળી હોવી જોઇએ ને જંગલમા રહેતી હોવી જોઇએ.

ટોળીમાના એક મનુષ્ય તરફ જોઇને રામસિંહ બોલ્યો.

" દગો ! દગો ! નિમકહરામ ! બાયલા ! દગો ! "

પણ તે બોલતોજ રહ્યો ટોળીના માણુસોએ તેને ઘસડવા માંડ્યો

રામસિંહ પોતે લુટારાના સકંજામા સપડાયો એના કરતાં પાણી વિના મરવાની અણીપર આવેલી કિશોરનું શું થશે એ વિચારથી રડી પડયો.

તેને ભાન ન હતું કે લુંટારાઓ તેને કયા ઘસડી જાય છે !

થોડીવારમા એ ટોળી એક જગ્યાએ આવીને ઉભી રહી ને એક માણસે ભોયરાનું દ્વાર ખોલ્યુ.

રામસિંહને ભોંયરામા ઉતારવામા આવ્યો.

અત્યારસુધી તેની ચક્ષુ સમીપ કિશોરીની તૃષા પિડિત મુદ્રાતર વહી રહી હતી; ને તેથી તે કયા ઘસડાતો જાય છે તેનું તેને કશું ભાન હતું નહિ.

જ્યારે તેને ખબર પડી કે પોતે એક અંધકારાચ્છન્ત ભયાનક ભોંયરામા કેદ થયો છે ત્યારે તેના હૃદયમા એક મહાન્ વજ્રાઘાત થયો ને એકદમ મુર્છા ખાઇને તે જમીનપર પડી ગયો.

બિચારી કિશોરી પાણી વિના તરફડતીજ રહી.





## પ્રકરણ ચોથું.

### કિશોરીનો પૂર્વ વૃત્તાન્ત (ચાલુ)

"પાણી ! પાણી !"

એક વિશાળ વૃક્ષની છાયા તળે અસ્વસ્થ અવસ્થામા પડેલી કિશોરીના મ્હોમાથી "પાણી ! પાણી !" ના ઉદ્દગાર શ્રવી રહ્યા હતા તરસ્યે તેનો કંઠ સુકાતો જતો હતો તેના પ્રાણ જવાની તૈયારીમાં હતા.

તેમા તે એકાએક ઝબકીને બેઠી થઇ. આખ ઉઘડીને ઉપરથી પાણીની ધાર પડતી તેણે જોઇ. તેના આનંદનો પાર રહ્યો નહિ, તરતજ તે ઉઠીને ધારને ખોબામા ઝીલવા લાગી.

ખોબો પાણીથી ભરાઇ ગયો. એટલા પાણીથી પણ તૃષાની આગ કંઇક શમશે એમ કિશોરીને લાગ્યું.

ને તેથી તેણે ખોબો મ્હો આગળ લીધો.

પણ તે ઘુંટડો ભરે ત્યાર પહેલાં તેના ખોબામા કોઇએ આવીને લાત મારીને ખોબામાનું પાણી ઢોળાઈ ગયુ.

કિશોરીએ જોયુંતો પોતાનું પાણી ઢોળી નાખનાર મનુષ્યની આકૃતિ ભીલના જેવી હતી.

કિશોરીએ ક્રોધિત મુદ્રાએ કહ્યું.

" તું કોણ છે ? મારા હાથમાથી પાણી શા માટે ઢોળી નાખ્યું ! તને ખબર નથી કે તરસ્યે મારો જીવ જાય છે ? "

ભીલ અત્યંત નમ્રતા ધારણ કરીને બોલ્યો.

" બાઇ ! એમ આકળા થાઓ નહિ. વૃક્ષ તરફ દૃષ્ટી કરો. "

એમ કહીને ભીલે ઉંચે જોયું ને કિશોરીએ પણ વૃક્ષ તરફ દૃષ્ટિપાત કરવા ઉંચે જોયું. જોતાજ તે ભયથી કંપીને તેની સાથે ભીલનો તેણે મહાન્ ઉપકાર માન્યો.

વાચનાર ! એ દૃશ્ય શું હતું ? વૃક્ષની એક શાખા ઉપર એક સમડી અજગરને ચીરી રહી હતી !

ને અજગરની દેહમાથી ટપકેલી પાણીની ધાર—કે જે કિશોરી પોતાની તૃષાને શમાવવા માટે પીવા તૈયાર થઇ હતી,—તે પાણીની ધાર હળાહળ ઝેરની ધાર હતી.

કિશોરી એ પી ગઇ હોત તો ?

તૃષા છીપાવાનું તો બાજુએ રહ્યું પરન્તુ તેનું જીવન કુસુમ કરમાઇ જાત કિંવા તે મૃત્યુના અમરપંથે પ્રયાણ કરી જાત.

મરવાની અણી પર મૂકાયલી પોતાને બચાવનાર એક ભીલ હતો. પ્રથમ તો જ્યારે ભીલે કિશોરીના હાથમા લાત મારીને ખોબામાનું પાણી ધુળમા મળી ગયું. ત્યારે કિશોરી તે ભીલ પર અત્યંત ક્રોધિત થઇ; પરન્તુ જ્યારે તેણે જાણ્યુ કે પોતાનો જાન બચાવવા માટે ભીલે લાત મારી ત્યારે તેના હૃદયમાં પરમાત્મા પરની શ્રદ્ધા પૂર્ણાવેશમા પ્રકાશી નિકળી.

જ્યારે ને ત્યારે પરમદયાળુ પરમાત્મા તેને મૃત્યુના મ્હોંમાંથી ઉંચકી લેતા હતા !

" ભાઇ ! " કિશોરી બોલી: " તમે ઘણુંજ પુણ્યનું કામ કર્યું છે. જો મારા ખોબાનું ઝેર તમે લાત મારીને ન ઢોળી નાખ્યું હોત તો આજે મારૂં મૃત્યુજ હતું. મારે તમારો આભાર માનવો જોઇએ કે તમે મને જીવિત દાન આપ્યું: "

" એ બધું ઠીક. પરન્તુ તમે કોણ છો ? ને જંગલમા આ સ્થળે ક્યાથી આવી ચ્હડયા છો ? તે કહેશો ? "

" ભાઇ ! મારા ભાઇ મારા માટે પાણી લેવા ગયા છે તે હજી સુધી પાછા ફર્યા નથી માટે તમે તેની તપાસ કરી લાવો. "

કિશોરીએ કહ્યું.

એ સાભળીને ભીલ બોલ્યો.

" તમારા ભાઇ કઇ બાજુએ ગયા છે ? "

" તેની મને ખબર નથી. હું તો તૃષાથી પીડાતી આખો મીંચીને પડી હતી ને તેઓ પાણી લાવવા માટે ગયા છે પરન્તુ તે ઘણે દુર તો નહિજ ગયા હોય. આજુબાજુ કયાંક પાણીની તપાસ માટે ફરતા હશે. "

કિશોરીએ જણાવ્યું.

" તમારા ભાઇની તપાસ માટે હું જઇશ. પરન્તુ તમે અહિં રહો એ ઠીક નહિ. વાઘ વરૂની વસ્તી અહિં પુષ્કળ છે. માટે તમે મારી ઝુંપડીએ ચાલો. ત્યા તમને પાણી મળશે. "

" તમારી ઝુંપડી કેટલે દૂર છે ?" કિશોરી બોલી:

" પાસેજ છે. " ભીલ બોલ્યો.

કિશોરી ઉભી થઇને ભીલની સાથે ચાલવા લાગી.

ભીલ જેવા કાળા ચામડીવાળા માનવીના હૃદયમા મનુષ્યાત્મા પ્રતિ કેટલી લાગણીને અનુકમ્પા હોય તેની કિશોરીને ખબર પડી; ને

મણિ બ્હેનના હળાહળથી ભરેલા હૃદયપ્રતિ તેને અણગમો વછૂટયો.

થોડીવારમા બન્ને એક ઝુંપડી પાસે આવીને ઉભા રહ્યા.

ભીલ બુમ મારે ત્યાર પહેલા અંદરથી એક સ્ત્રી આવીને તેને ઉદ્દેશીને ભીલ બોલ્યો:

" આ બાઇને આપણે ત્યા રાખજે. તેમને પાણીની તૃષા લાગી છે તે પાણી પાજે. હુ તેમના ભાઇની શોધ માટે જાઉં છું ?"

એમ કહીને તીર કામઠું લઇને રામસિંહની તપાસ માટે નિકળી પડયો.

ભીલના ગયા પછી કિશોરી બોલી:

" બ્હેન ! એ ગયા એ તમને શું થાય ? "

" ધણી. " ભીલ પત્નીએ ઉત્તર આપ્યો.

" તમારૂં નામ ?" કિશોરી બોલી.

" રામી " ભીલપત્નીએ જણાવ્યું.

" ઠીક આપણે વધારે વાતચીત કરીએ ત્યાર પહેલાં મને પાણી આપો મને અત્યંત તૃષા લાગી છે. "

કિશોરીએ પોતાની તૃષાની પીડા જણાવી.

રામીએ એક સ્વચ્છ પત્ર પડીયામા સ્વચ્છ પાણી લાવી આપ્યુ ને કિશોરીએ પોતાની તૃષાગ્નિ બુઝાવી.

કિશોરીએ પાણી પીધા પછી ઉદ્ગાર કાઢયા.

" ભલુ થજો તમારૂં !

" બ્હેન ! તમે કોણ છો ! " રામી બોલી.

સ્વાભાવિકજ છે એક એવો નિયમ છે કે સ્ત્રીનું હૃદય સ્ત્રીની પાસે ખુલ્લીજ જાય છે. પુરૂષથી કદાચ સ્ત્રી વાત છુપાવશે, પરંતુ પોતાની સખીથી તે કદીપણ વાત છુપાવશે નહિ.

રામીના પ્રશ્નના ઉત્તરમા કિશોરીએ પોતાનો થોડો ઘણો પરિચય આપ્યો.

રામી કિશોરીની સક્ષેપ કથા સાભળીને દુઃખી થતી હોય તેમ કિશોરીને જણાવ્યું.

" બ્હેન ! " કિશોરી બોલી ! " આ જંગલમા તેમે કયારથી વસો છો ! "

" કયારથી એટલે ? અમે જન્માએ ત્યારથીજ જંગલમા રહીએ છીએ. વસ્તીમા રહેવુ અમને ગમતુંજ નથી. મારા સસરા અને મારા પિતા અહિજ રહેતા હતા. મારા લગ્ન થયા પછી બન્ને વડીલો ગુજરી ગયાને અમે આ ઝુંપડીમા રહીને આનંદ માનીએ છીએ."

" ઝુંપડીમા રહી શું આનંદ માણતા હશો. "

કિશોરીએ પ્રશ્ન મન સાથે કર્યો. તેના મન તરફથી તેના એ પ્રશ્નનો ઊત્તર મળ્યો કે " પ્રેમી જોડું જંગલમા કંદમૂળ ખાઇને ને કાટાની શય્યા પર સુઇને પણ જે આનંદ અનુભવે છે તે આનંદ સ્વર્ગીય હોય છે. મ્હોટા આલીશાન બંગલામા રહેનાર–દરરોજ મિષ્ટાન આરોગનાર, ગાડી ઘોડાથી સ્હેલ કરનાર દંપતી—પરસ્પર પ્રેમના અભાવે એ આનંદનો અનુભવ કરી શકતાજ નથી. "

રામિ પતી પણ રામસિંહનો પત્તો લઇને આવ્યો નહિ તેથી રામિ અને કિશોરીની ચિન્તા વધવા લાગી.

થોડી વારે ભીલ આવ્યોને નિરાશાજનક સ્વરે બોલ્યો;

" બાઇ તમારા ભાઇનો પત્તો મળ્યો નહિ. હુ ધારૂં છું કે તે કોઇ બદમાશોના સકંજામાં સપડાઇ ગયા હશે કારણ કે આટલામાં લુંટારાની ટોળીઓ રાત્રિદિવસ ફરતી ફરે છે.

કિશોરીની આખમા ઝળઝળીયા આવ્યા. પોતાને ખાતર રામ-

સિંહ કોઇ લુંટારાની ટોળીમા પકડાઇ ગયો હોય તો ઘણો દુઃખી થશે એ વિચારથી તેને અત્યંત દુઃખ થયું.

ભીલે તેને આશ્વાસન આપ્યું ! રામીએ પણ દિલાસો આપ્યો ને મહા પ્રયત્ને કિશોરી દિલગીરીના આંસુ વહાવતી અટકી.

વાચનાર ! કિશોરીને કેવા કેવા સંયોગોમાથી પસાર થવું પડ્યું ? ને હજી કેવા કેવા દુઃખદ સંયોગોમાથી પસાર થાય છે તે જાણવાનું બાકી છે એટલે વાર્તા પ્રવાહમા આગળ વધ.

રામીની સાથે કિશોરી છેકજ હળીમળી ગઇ જાણે કેમ સગી બ્હેનો ન હોય !

કિશોરીએ ભીલની ન્હાની શી ઝુંપડીમાજ જીવન વિતાવવાનો નિશ્ચય કર્યો. ને એક માસ સુધી એ ઝુંપડીમા તે રહી.

પણ તેનુ ભાગ્ય મન્દ હતું એટલે જંગલની ઝુંપડીમા પણ તે સુખ અને આનંદમા શી રીતે રહી શકે ? વિધિ દેવે તેના ભાગ્યમા લખેલા દુઃખને ભોગવ્યા વિના તે કેમ રહી શકે ?

એક દિવસ તે ઝુંપડીમા એકલી બેઠી હતી. ભીલ અને રામી બન્ને સ્હેજ દુર ફરવા ગયા હતા. સમય સાજનો હતો. ઘણી વખત એ ભીલ દંપતીની સાથે કિશોરી ફરવા જતી; આજે તેના ઉપર સંસ્કારો થવાના હશે તેથી તે બ્હાર ફરવા ન જતા ઝુંપડીમાજ રહી.

ઝુંપડીના દ્વાર આગળ આવીને તે આજુબાજુ જોવા લાગી. સૃષ્ટિ સૌન્દર્ય નિરખવાનો તેને અત્યંત શોખ હતો. સૃષ્ટિની સુંદરતા ભીલની ઝુંપડીના ચોમેર ખૂબ ખાલી નિકળેલી હતી ! કિશોરી પ્રકૃતિનું સ્વર્ગીય સૌન્દર્ય નિહાળવામાં તલ્લીન બની ગઇને પાછળથી કોઇએ આવીને તેને ઉંચકીને ઘોડા પર નાખી, ને ઘોડાને પુરપાટ દોડાવી મૂક્યો.

કિશોરી કંઇપણ બુમરાણ ન કરે એટલા માટે તેના મ્હોએ ડુચો દેવામાં આવ્યો હતો.

જ્યારે રામી અને તેનો પતિ બહારથી ફરીથી આવ્યા ત્યારે કિશોરીને ઝુંપડીમા જોઇ નહિ; તેથી તેમણે ઝુંપડીની આજુ બાજુ તપાસ કરી. પણ કિશોરીનો પત્તો તેમને મળી શકયો નહિ.

કિશોરીના એક મહીનાના સહવાસથી રામી કિશોરીને કોઇ બદમાશ ઉપાડી ગયું હશે કે વાઘ વરૂએ ફાડી ખાધી હશે ત્યારે ખૂબ રડી. ને બે દિવસ સુધી તેણે કાઇપણ ખાધું પીધું નહિ.

પત્નીની આવી હેતાળ પદ્ધતિપર પતિ દેવ અત્યંત સંતુષ્ટ અને મુગ્ધ થયા.

થોડા દિવસ પછી એ ભીલ દંપતી કિશોરીનું નામ સુદ્ધાંય ભુલી ગયા. પ્રકૃતિનો એવો નિયમજ છે કે કાળે કરીને બધું વિસ્મરી જાય છે!

હવે કિશોરી કયા ગઇ? તેને કોણ ઉપાડી ગયું? એ પ્રશ્નનો ઉકેલ કરીએ.

કિશોરીને ઉપાડી જનાર એક કામાંધ હતો એક વખત તે શિકારે નિકળેલો તે ફરતો ફરતો જે ભીલની ઝુંપડીમાં કિશોરી હતી તે ઝુંપડીએ આવી રહેલો ને થોડી મિનિટ વિશ્રાંતિ લીધેલી એ વખતે કિશોરીને તેણે જોઇ હતી. તેજ વખતે કિશોરીને ઉંચકી જવાનું તેને મન થયું હતું; પરંતુ ભીલરાજને તે પહોચી શકે એમ હતું નહિ તેથી એ વખતે ચાલ્યો ગયો હતો; પરન્તુ તેનું મન કિશોરીમા ચોટી ગયું હતું. આજે તે ફરતો ફરતો એજ ઝુંપડીએ આવ્યો ને દ્વારમા કિશોરીને ઉભેલી જોતાંજ તેને ઉંચકીને ઘોડાપર નાખી રવાના થઇ ગયો.

એ કામાંધ પુરૂષનું નામ મદનસિંહ હતું. રાવણીગામનો તે રાજા હતો. રામીની ઝુંપડીથી રાવણીગામ પચીસેક ગાઉ દુર હતું.

મદનસિંહ કિશોરીને લઇને રાવણી આવી પહોચ્યોને સીધો રાજ મહાલયમા ઘુસી ગયો.

અશ્વને બાધવાનું એક નોકરને કહી મદનસિંહે કિશોરીને પોતાના ખાસ રૂમમા પુરી દીધી.

મધ્યરાત્રે મદનસિંહ કિશોરીના સૌન્દર્યનું પાન કરવાને તેનું શિયળ સંહારી પોતાની કામતૃષા છીપાવવા તે ખાસ રૂમમા પ્રવેશ્યો. પ્રવેશની સાથેજ તે સ્તબ્ધ થઇ ગયો' આખા રૂમમા જોયું પણ કિશોરીની ભાળ મળી નહિ.

વાચનાર ! કિશોરી ક્યા ગઇ ?

જ્યારે કિશોરીને પોતાના ખાસ રૂમમા મદનસિંહે પુરી દીધી એ વખતે કિશોરી અત્યંત રૂદન કરવા લાગી. અત્યાર સુધી પવિત્ર રહેલી જીંદગીના પટ ઉપર હવે કલંક લાગશે—કામાધ પુરૂષ પોતાનું શિયલ વ્રત સંહારશે એ વિચારથી તે કંપી રહી હતી; ત્યા એકાએક બારી વાટે એક ભયાનક હાથ રૂમમાં આવતો કિશોરીએ જોયો. એ હાથમાંથી આકૃતિ બની ગઇને કિશોરી ભય સાથે આશ્ચર્યના ઝોકા ખાવા લાગી. જોત જોતામા એ અદૃશ્ય આકૃતિ કિશોરીને ઉપાડી ગઈ.

કિશોરીને ખબર પડી નહિ કે પોતાને કોણ ઉપાડી જાય છે ક્યા ઉપાડી જાય છે. જે આકૃતિ પોતાની પીઠ પર કિશોરીને બેસાડીને ગગન માર્ગે ઉડી રહી હતી, તે આકૃતિને કિશોરીની ચર્મ ચક્ષુ જોઇ શકી નહિ.

પોતાને ગમે તે...અને ગમે ત્યા લઇ જાય છે; પરંતુ મદનસિંહના

હાથે પોતાની પવિત્રતા લુંટાવા ન પામી એટલાથી કિશોરીને આનંદ થતો હતો; હવાની પેઠે એ અદશ્ય આકૃતિ કિશોરીની સાથે ગગન પંથે ઉડી રહી હતી. એ આકૃતિ દેવાકૃતિ હશે એમ કિશોરીએ કલ્પેલું પરંતુ જ્યારે તે ભોંયરામા આવી ત્યારે તે જોઇ શકી કે મદનસિંહના રૂમમાથી ઉપાડી લાવનાર આકૃતિ ભયંકર રાક્ષસની આકૃતિ હતિ ને પોતે એ રાક્ષસના ભોયરામાં આવી હતી !

એ રાક્ષસની આકૃતિ અત્યંત ભયંકર હતી. કિશોરી તે રાક્ષસના ચ્હેરાને જોતાજ કંપવા થયેલા માનવીની પેઠે કમ્પવા લાગી.

રાક્ષસ બોલ્યો:

" સુન્દરી ! શામાટે ધ્રુજે છે ? હુ તને કંઈપણ ત્રાસ આપવાનો નથી. તારા જેવી સુન્દરીને હું ત્રાસ આપું એવો ગમાર નથી. તને ત્રાસ આપવાને બદલે હુ તને માન આપીશ. તને મારી... ..મારી પત્ની બનાવીશ "

કિશોરીએ સાભળતા ઘણું દુઃખ પામી. ઉલમાથી ચુલમા પડયા જેવું તેને લાગ્યું: મદનસિંહના કરતા આ રાક્ષસનો સકંજો સહસ્ત્રગણો ભયંકર હોઇ તેના સકંજામા સપડાયલી પોતે, પોતાની પવિત્રતા સાચવી શકશે કે કેમ એનો તે વિચાર કરવા લાગી.

" સુન્દરી ! " રાક્ષસ બોલ્યો.

કિશોરી મૌન રહી.

" સુન્દરી ! કેમ કંઈ બોલતી નથી ? શું તુ મારાથી ડરે છે ? " રાક્ષસ લટ્ટુ બનતો જતો હતો.

કિશોરી પૂર્વવત્ મૌનજ રહી. એ ભયંકર રાક્ષસની સાથે વાત કરતા તેનીજીભ કંપવા લાગી.

" કેમ બોલતી નથી ? " રાક્ષસ જરા તાડુકીને બોલ્યો.

" મને અહિં કેમ લાવ્યા છો ? તમે કોણ છો ? "

કિશોરીએ એ બે પ્રશ્નો મહા પ્રયત્ને પૂછ્યા.

" મારી પત્ની બનાવવા માટે હું તને અહિં લાવ્યો છું. ને હું કોણ છું તેની તને ખબર નહિ હોય; પણ હું રાક્ષસ જાતિમા વડો છું. બધા રાક્ષસો મારા તાબામા છે. મારી મંત્ર વિદ્યા એટલી બધી પ્રબળ છે કે કહેતો આખી પૃથ્વીને સળગાવી દઉં ! "

રાક્ષસની આવી ભયંકર વાત સાંભળતાજ કિશોરીના હાજા ગગડી ગયા. પોતાની પવિત્રતા સાચવવા માટે આત્મહત્યા કર્યા સિવાય તેને બીજો એક પણ માર્ગ મુક્તીનો જણાયો નહિ.

તે ભય ગ્રસ્ત દૃષ્ટિએ રાક્ષસ પ્રતિ જોઇ રહી.

રાક્ષસ બોલ્યો:

" તુ ગભરાય છે શામટે ? આ બધો ખજાનો તારો થશે. "

એમ કહીને રાક્ષસે ભેગું કરેલુ દ્રવ્ય–હીરામાણેક વગેરે કિશોરીને બતાવ્યુ. કિશોરી એ મ્હોટો ખજાનો જોઇ સ્તબ્ધ થઇ ગઇ.

" બોલ આટલો ખજાનો તને બીજે કયાંય મળી શકત ? "

રાક્ષસે ખજાનો બતાવીને પછી જણાવ્યું.

કિશોરી મૌન રહી.

" હુ તારી સાથે લગ્ન કરવા માગું છું બોલ તું મારી પત્ની થવાની હા પાડે છેને ? "

રાક્ષસે પોતાના મુળ ઉદ્દેશને રજુ કરતા એ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો હા કે નાનો એક જવાબ કિશોરી તરફથી વળ્યો નહિ,

રાક્ષસ આથી ખીજાયો. કિશોરી સૌન્દર્યવંતી છે; પરન્તુ તેમા રસબુદ્ધિની ખામી છે એમ તેને લાગ્યું.

જ્યારે કિશોરીનું હૃદય બળીને ખાખ થતુંજ હતું.

રાક્ષસે વિચાર્યું કે કિશોરી ડરે છે પણ થોડા દિવસો રહેશે એટલે સહવાસથી તેનો એ ડર જતો રહેશેને પછી તે પોતાને પરણવા જરૂર ખુશી બતાવશે; માટે થોડા દિવસ થોભી જવું.

આવો વિચાર કરીને રાક્ષસે થોડા દિવસ વિતાવ્યા. દરરોજ કિશોરી પાસે હા નાનો જવાબ માગતો ! પણ કિશોરી કંઇપણ ઉત્તરી આપતી નહિ.

એક દિવસ કિશોરી એકલી બેઠી હતી ને તેને વિચાર આવ્યા કે: " આવી રીતે કેટલા દિવસો કાઢી શકાશે ? આખરે રાક્ષસ બલાત્કાર કરશે તો ? "

આમ વિચારોદ્દગાર તે કાઢી રહી હતી. મુક્તીનો એક પણ માર્ગ તેને મળતો ન હતો.

પણ એકાએક તેને એક મુક્તિનો માર્ગ જડયો.

જ્યારે એક દિવસ સાંજના સમયે રાક્ષસે ભોયરામા પગ મૂકયો ; ત્યારે કિશોરી હસતી હસતી સામી ગઇ અને જાણે કે અંતરના ઉમળકા પૂર્વક વાતો કરવા લાગી. રાક્ષસના આનંદનો અવધિ થયો.

" આજે હું તમારી સાથે પ્રેમથી વાતચીત કરીશ. મેં બહુ બહુ વિચારો કર્યા, તમેજ મને યોગ્ય લાગ્યા છો. "

આ શબ્દો સાંભળતા રાક્ષસ હસી પડયો ને બન્ને એક પલંગ પર બેઠા.

વાત વાતમા કિશોરીએ રાક્ષસનું મૃત્ય શાથી છે તે પૂછી લીધું. એ જણાવા માટેજ તેણે રાક્ષસ સાથે આજે કત્રિમ પ્રેમભાવ વ્યક્ત કર્યો હતો. રાક્ષસનું મૃત્યુ પીંજરામા પુરેલા પોપટના મૃત્યની સાથેજ છે એવું કિશોરીએ રાક્ષસના મ્હોંએથીજ જાણી લીધું.

પછી રાક્ષસ સ્હેજ આડો પડયો ને કિશોરી પગ દબાવવા બેઠી. સ્હેજ વારમાંતો રાક્ષસ નિદ્રાવશ થઈ ગયો.

હળવેથી કિશોરી પોપટના પિંજરા પાસે ગઈ અને પોપટની ડોક મરડી નાખી. પોપટ તરફડવા લાગ્યો ને તેની સાથે રાક્ષસ પણ તરફડવા લાગ્યો, પાંચમિનિટમાં પોપટ અને રાક્ષસ બન્ને મૃત્યુવશ થઇ ગયા.

કિશોરી રાક્ષસના મૃત્યથી આનંદમા આવી ગઈ અને તરતજ રાક્ષસના ભોંયરા બહાર નીકળી ગઇ.

રાક્ષસનું ભોયરૂં ભયાનક જંગલમાં હતું. ભોંયરામાંથી બહાર નિકળીને કિશોરીએ ચોમેર દૃષ્ટિ કરી તો જંગલની ધાટી ઘટા જામેલી તેણે જોઇ.

પોતાની પવિત્રતા બચાવી શકી ને એક દુષ્ટાત્માનો નાશ કરી શકી એવિચારથી તેનું હૈયું ગજગજ આનંદના હિંચોળે ઉછળતું હતું.

ધાટી વૃક્ષઘટા વચ્ચે કિશોરી એકલી ઘુમવા લાગી. એક દીવસ એક બાજુએથી તેના તરફ એક સિંહ દોડતો આવતો તેણે જોયો ને તેટલામાંતો તેના હાથમા બંદુકની ગોળી વાગી ને ચીસપાડીને મુર્છિત થઇ ગઇ.

વાચનાર ! આ ગોળી છોડનાર સૌમ્યસિંહ હતો. ચીસ સાંભળીને તે જરા આગળ આવ્યો ને કિશોરીની છાતીપર સિંહ પંજો મારવાની તૈયારીમાં તેણે જોયો. ત્યારપછી શું બન્યું તે 'પવિત્રકુમાર' માં જણાવાઇ ગયું છે.

કિશોરીનો પૂર્વવૃત્તાત વાચકોએ જાણી લીધો હશે.







## પ્રકરણ પાંચમું.

### ભાઈ-બ્હેન મિલન.

વાચનાર ! આટલા પૂર્વ વૃતાંત પછી હવે વાર્તા પ્રવાહમાં આગળ વધીએ.

પ્રથમ તો વાતનો ઉકેલ કરીએ કે સૌમ્યસિંહનો અશ્વ કોણ લઈ ગયું ? કિશોરીને કોણ ઉપાડી ગયું ?

જ્યારે સૌમ્યસિંહ કિશોરીની સાથે વાર્તાલાપ કરવા બેઠો હતો, ત્યારે કિશોરીને દુરથી એક શયતાન જોઈ ગયો હતો. કિશોરીના સૌન્દર્યે તેને એટલો બધો આકર્યો કે તેને પોતાને ત્યાં ઉપાડી જવાનો વિચાર કર્યો.

પણ એ વિચાર અમલમાં શી રીતે મૂકયો.

તેણે પોતાના સાથીને કહ્યુઃ

"જગત ! જો પેલી સ્ત્રી અને પુરૂષ વાતો કરી રહ્યા છે."

જગતે તે જોયું ને જણાવ્યું.

"વીરસિંહજી ! તે માટે આપ શું કહેવા માગો છો ?"

"મારો વિચાર એમ થાય છે કે એ સ્ત્રીને આપણે ત્યાં ઉપાડી જઈએ."

"તેની પાસે એક ક્ષત્રિય યુવક બેઠો છે ને ?"

"એટલે ?"

"લડાઇ કરવી પડશે !"

"આપણે બે જણ એ એક જણને નહિ હરાવી શકીએ !"

વિરસિંહની દ્રષ્ટિ ચોમેર ફરી રહી હતી. સૌમ્યસિંહના અશ્વ તરફ દ્રષ્ટિ જતા તે બોલ્યો.

"જગત્ ! એમ કરીએ. પેલા અશ્વ પર સ્વાર થઇને આપણા સ્થાને ચાલ્યો જા. એ અશ્વ બીજાને હાથ જતા હણહણાટ કરશે એટલે પેલો માણસ અશ્વની તપાસ માટે સ્ત્રી પાસેથી ઉઠસે એટલે હુ એક-દમ એ સ્ત્રીને ઉચકી અશ્વને પુરપાટથી દોડાવતો આપણા સ્થાને આવી પહોચીશ. "

વીરસિંહ ઘોડેસ્વાર હતો ને તેનો સાથી જગત્ અશ્વ વિનાનો પગે ચાલનારો હતો.

વિરસિંહના કહેવા પ્રમાણે જગત અશ્વ પાસે ગયોને સ્વાર થઇ અશ્વને દોડાવી મૂકયો.

સૌમ્યસિંહનો અશ્વ પાણીદાર હતો. બીજા ધણીના હાથ તેણે ઓળખી લીધાને હણહણાટી કરી. સૌમ્યસિંહ કિશોરી પાસેથી ઉઠીને અશ્વ તરફ ગયોને પાછળથી વિરસિંહ કિશોરીને પોતાના અશ્વ પર લઇ સ્વસ્થાને પ્રતિ પ્રયાણુ કરી ગયો.

વિરસિંહની ટોળી જંગલમાંજ ફર્યા કરતી હતી. જંગલમાજ તેમને રહેવા માટે એક ગુપ્ત ભોયરૂં હતું.

કિશોરીને એ ભોયરામાં લાવ્યા પછી વિરસિંહે પોતાનો દુષ્ટ ઇરાદો વ્યકત કર્યો.

એક રૂમમા કિશોરી અને વીરસિંહજ હતા. વીરસિંહે કહ્યું.

" વ્હાલી ! તું બહુ સુન્દર છે હો ! "

" વ્હાલી ! "નુ સંબોધન સાંભળીને કિશોરીના મ્હોંપર લાલીમ પ્રફુટી વિરસિંહ બોલ્યો:

" વ્હાલી ! મને ઓળખે છે કે હું કોણ છું ?"

કિશોરી કંઇપણ બોલી નહિ. ફક્ત વીરસિંહના દુખ મ્હો પ્રતિ તે કરડી નજરે જોઇ રહી.

" કેમ કોઇ બોલતી નથી ? જીભ નથી ? "

વીરસિંહ બોલ્યો.

" આવ ! આવ ! વ્હાલી ! હું તારા......"

એટલું બોલીને વીરસિંહે કિશોરીને બાથમા બીડી લેવાની ચેષ્ટા કરવા માંડી.

એ જોઇને કિશોરી પાછળ હટતી ક્રોધાન્વિત ચ્હેરે બોલી.

" દુર રહો ! મારા શરીરને અડકતા ના. "

" તારા શરીરને શા માટે ન અડકું ? "

એમ કહીને વિરસિંહ પુન: કિશોરી તરફ જવા લાગ્યો.

હવે કિશોરીએ રૂદ્ર સ્વરૂપ ધારણ કર્યું. મ્હોટા અવાજે તે બોલી.

" ખબરદાર ! જો મારા તરફ એક ડગલું પણ ભર્યું છે તો !"

" તો શું થશે ? "

" આપણા બેમાથી એકનો વિનાશ થશે ! "

" ગાંડીરે ગાડી ! આમ કુપિત થવાની મતલબ ? હું તારા પ્રેમનો ભિખારી છું. "

" એટલે ? "

" હું તારા સૌન્દર્ય રસનું પાન કરવા તૃષાતુર છું !"

" ચૂપ રહો. ?"

"તમે વિના કારણ ક્રોધ કરો છો!"

"પરનારી તરફ વિકારની દ્રષ્ટિ કરતા શરમ નથી આવતી?"

"સૌન્દર્યના અમૃત રસનુ પાન કરવું તેમાં શરમ શાની?"

"ધિઃક્કાર છે! તમારા આવા જ્ઞાનને લાખવાર ધિઃક્કાર છે! ખબર છે કે કામાંધ વૃત્તિ મનુષ્યનો નાશ કરાવે છે?"

"કેમ!"

"જુઓ ચોક ચોકડા રાજ્યના અધિષ્ઠાતા રાણાનો નાશ શાથી થયો? કૈયો કિચક સો ભાઇઓની સાથે મ્હોતને શરણે શાથી ગયો? રાવણે સિતાપર કુદ્રષ્ટિ કરીને તેમાં તેનો નાશ થયો: તમે પરસ્ત્રી પ્રતિ દ્રષ્ટિ કરો છો તો તમારો પણ વિનાશ થશે."

"કંઇ પરવા નહિ. હું તો તારા સૌન્દર્ય રસના પાનનો તરસ્યો છું!"

"શરમાઓ! એવી અધમ ઇચ્છા જાહેર કરતા શરમાઓ!"

"શરમની જગ્યા નરમ હોય છે! માટે મને મારી તૃષા છીપાવવા દે. તને ખબર તો હશેજ કે તું અહિં એકલી છે."

"નહિ. દુનિયાના પ્રભુ દીન દયાળ દામોદર મારી સાથેજ છે"

"એમ?"

બોલી વિરસિંહ કિશોરી તરફ ધસવા લાગ્યો. કિશોરીએ અત્યંત કુશળતાપૂર્વક છલંગ મારીને વિરસિંહની ભેઠમાથી કટાર ખેંચતી સામી ઉગામતી ઉભીને ચંડિકા સ્વરૂપ ધારણ કરીને બોલી.

"વિષય લંપટ! અધર્મી! આવ!"

વિરસિંહ કિશોરીની આટલી શક્તિ જોઇને આભોજ બની ગયો. તે ધીમે રહીને બોલ્યો.

"ઠીક...તમે કહેશો કે જંગલમાં ક્યાથી ચડી આવ્યા?"

" તે જણાવવાનો મને અવકાશ નથી. "

કિશોરી બેદરકારી પૂર્વક બોલી,

વિરસિંહ એકદમ કામાતુર થઈ ગયોને તેણે કિશોરીને પોતાના બાહુ પાશમા બદ્ધ કરી.

કિશોરી બુમરાણ પાડી રહી. વિરસિંહ તેની બુમોની દરકાર કરતો ન હતો. તેણે ચુમ્બન લેવા ઇચ્છા કરી; પણ તે ઇચ્છા અમલમા મુકાય ત્યાર પહેલા રૂમના દ્વાર તુટીને એક બાજુ પડયાને એક માણસ વિક્રાળ મુદ્રાએ અંદર ધસી આવ્યો.

વિરસિંહે એ માણસને જોઇને કિશોરીને ચુમી લેવાનું બંધ રાખ્યું ને તે ક્રોધપૂર્વક બોલ્યો.

" કેદી થઇને આટલું સાહસ કરનાર તું કોણ છે? આવ, તારા આજે કકડા કરૂં. "

એમ બોલીને વિરસિંહે તલ્વાર મ્યાન મુકત કરીને કિશોરીની મદદે આવનાર એ વીર પુરૂષ તરફ તે ધસ્યો

વાચનાર ! કિશોરીની મદદે આવનાર અન્ય કોઇ નહિ; પરન્તુ કિશોરીનો ધર્મબંધુ રામસિંહજ હતો.

રામસિંહ કિશોરીના માટે પાણી લેવા ગયો ત્યારે તેને જે ટોળીએ પકડયો હતો તે વીરસીંહની ટોળી હતી. તે દિવસથી રામસિંહ વીરસિંહના કેદી તરીકે જીવન દુઃખદ રીતે પસાર કરતો હતો.

આજે તેણે કિશોરીની બુમો સાભળીને તેનું હૃદય ઉશ્કેરાઇ ગયું. બુમો પરથી તેણે માન્યું કે લુંટારાનો કોઇ બાલા ઉપર બળાત્કાર થાય છે. તરતજ જે રૂમમાથી બુમો આવતી હતી તે રૂમના દ્વાર પાસે તે દોડી આવ્યો ને લાત પ્રહારે દ્વાર તોડી નાખી રૂમની અંદર ધુસી ગયો.

રામસિંહને જોઇને વિરસિંહ તલ્વાર મ્યાન મુક્ત કરીને તેના કકડા કરી નાખવા તૈયાર થયો. પણ રામસિંહ જેવો તેવો ન હતો. વીરસિંહથી તે ખાધો જાય એમ ન હતો.

વીરસિંહને તલ્વાર સાથે પોતાની તરફ ધસી આવતો જોઇને રામસિંહ તૈયાર થઇ ગયો ને જેવો વીરસીંહ રામસિંહ પર ઝાટકો મારવા જાય તેવોજ રામસિંહ કુદ્યો અને વીરસિંહના હાથમાં તલ્વાર તેણે ઝુંટવી લીધી.

વીરસિંહ દ્વાર તરફ ધસ્યો પરન્તુ રામસિંહે તેનીજ તલ્વારથી એ શયતાનનું ડોકું ઉડાવી દીધું.

સદ્‌ભાગ્યે વીરસીંહના સાથીઓ કામ પ્રસંગે–શિકાર શોધવા ભોયરાની બહાર હતા ને તેથી વીરસિંહનું ખુન કરી રામસિંહ કિશોરીને લઇને ભોયરાની બહાર નિકળી પડયો.

કિશોરી રામસિંહને ઓળખી શકી નહિ ! પરન્તુ રામસિંહ કિશોરીને ઓળખી ગયો. રામસિંહ બોલ્યો.

" બ્હેન ! મને તમે ઓળખ્યો ? "

કિશોરી રામસિંહના મ્હો સામુ ટગર ટગર જોવા લાગી. પરન્તુ રામસિંહને તે ઓળખી શકી નહિ.

" ના, ભાઈ ! હું તમને ઓળખી શકતી નથી. "

કિશોરીએ જણાવ્યું.

રામસિંહ હસીને બોલ્યો

" બસ ! ભુલીજ ગયા ? યાદ કરો તમે કોઇને જંગલમાં ધર્મનો ભાઇ બનાવ્યો હતો ? "

" હા...હા...શું તમે રામસિંહ ! ભાઇ ! ભાઇ ! તમારૂં કલ્યાણ થાઓ ! "

કિશોરીએ ઉદ્દગાર કાઢ્યા.

" હા, હું રામસિંહ છું. તમને તૃષા પીડીતા વસ્તામા છોડીને હું પાણી લેવા ગયો હતો ત્યારથી એ પાપીના ભોયરામાં કેદી બન્યો હતો. આજે એ પાપી સરદારનું ખુન કરી હું તમને કેદ મુકત કરીશ કયો એ માટે હું પરમાત્માનો આભાર માનું છું."

" ભાઇ !" કિશોરી બોલી: " તમે પરમાત્માનો આભાર માનતા હો તો ભલે માનો ! પરન્તુ મારે તો તમારોજ આભાર માનવો રહયો. જો તમે મારી મદદે ન આવ્યા હોત તો હું કયારનીયે આત્મ હત્યા કરી ગઈ હોત."

ત્યારપછી રામસિંહે પોતે છુટો પડયો ત્યારથી તે અત્યાર સુધીમા જે બીના બની હોય તે જણાવવાનું કિશોરીને જણાવ્યું. કિશોરીએ ભાઇની વાતને માન આપ્યું ને અથેતિ કહી સંભળાવી.

ધર્મ બ્હેન ઉપર પડેલા સંકટો–ને તેમાથી નિષ્કલંક બચી જવાના વ્હેમના સદ્દભાગ્ય ઉપર રામસિંહને ખેદ અને આનંદ થયો. ખેદ એટલા માટે કે કુદરતની કૃતિની પુનિત પુતળી ઉપર અસહ્ય સીતમો–સંકટો વરસ્યા; આનંદ એટલા માટે કે તે નિષ્કલંક જીવન રાખી શકી છે.

પછી ભાઇ બ્હેન આનંદથી હસતા જંગલનો રસ્તો કાપવા લાગ્યા. વીરસિંહના માણસો પોતાની પાછળ પડશે એ ભયથી રામ-સિંહ મુકત ન હતો. પળે પળે તે પાછળ જોતો હતો કે કોઈ આવે છે કે નહિ !

કિશોરી ભાઇને અંતરના આશિર્વાદ આપતી હતી.

ભાઇ બ્હેન ચાલતા ચાલતા થાકયાને એક વૃક્ષની નીચે વીસામો લેવા બેઠા. એટલામાં રામસિંહના કર્ણપર સ્ત્રીની ચીસ આથડી.

રામસિંહ બોલ્યો:

" બ્હેન ! આટલામા કોઈ સ્ત્રી દુ:ખમા હોય તેમજ જણાય છે. માટે હું જરા તપાસ કરૂં ! તમે અહિંજ બેસી રહેજો."

કિશોરીએ પરમાર્થનું કામ કરવા જતા ભાઇને અટકાવ્યો નહિ. પોતે એ વૃક્ષ નીચે બેસી રહીને ભાઇને પરમાર્થ કરવા જવાની સંમતિ આપી.

રામસિંહે જે દિશા તરફથી ચીસ સાભળી હતી તે દિશા તરફ ચાલવા માડયું થોડે જતા તેના જોવામા એક એવું દ્રશ્ય આવ્યું કે તેના રૂંવા અવળા થઈ ગયા. તેના હોઠ દાંત વચ્ચે પીસાયા.

એ દશ્ય શું હતું ?

વાચનાર ! યાદ કર ! સુનંદાને બે કોલી બદમાશો ઉકાળેલા તેલના તાવડામા હોમવા તૈયાર બની ગયા હતા. રામસિંહે તે દશ્ય જોયું ને ગજવામાથી એક તમંચો કાઢયોને બદમાશો તરફ ધસ્યો.

રામસિંહને તાકેલા તમચા સાથે ને હાથમા નાગી તલ્વાર સાથે જોઇને બદમાશો ભયથી ધ્રુજી ગયા ને સુનંદાને છોડી દીધી. સુનંદા પોતાને બચાવનાર વીર–પુરૂષને વળગી પડી.

રામસિહ એ બન્ને કોળી બદમાશો સાથે લડાઇ કરી ને તેમા એક બદમાશનું ખુન થયુ ને બીજો બદમાસ ન્હાસી ગયો.

રામસિંહ સુનંદાને લઈને જે ઠેકાણે કિશોરીને બેસાડી હતી તે સ્થળે આવ્યો. સુભાગ્યે કિશોરી કોઇના સકંજામા સપડાઇ ન હતી.

સુનંદાને જોઈને કિશોરી બોલી

" બ્હેન ! તમે પણ મારી પેઠે બદમાશોના ઝપાટામા આવી ગયા હતા ? "

" હા. " સુનંદાએ ઉષ્ણનિ:શ્વાસ મૂકયો.

સુનંદાની ચક્ષુ સમીપ ન્હાનાભાઇ સુમનની સુકોમળ છબી તરવરવા લાગી....





## પ્રકરણ ૬ઠું.

### " દંપતી મિલન "

વાચનાર ! રામસિંહ સુનંદા અને કિશોરીને જંગલમા ફરતા મુકીને આપણે સુમનને લઇએ.

સુમનના ગળામાથી " પાણી ? પાણી ! "ના ઉદ્દગાર શ્રવતા હતા. તેને દેહનું ભાન હતું નહિ. તૃષાથી તેનો જીવ જવાની અણીપર હતો.

એક ઘોડેસ્વાર ત્યાથી નિકળ્યોને તેણે સુમનને ' પાણી પાણી" બોલતો જોયો. તેણે તરત પોતાની પાસેનું પાણી પાયુ. તૃષા છીપાતા સુમન હોસમા આવી ગયો. ને " બ્હેન ! બ્હેન ! " બોલવા લાગ્યો.

એ ઘોડેસ્વાર મણીપુરનો રાજા હતો. શિકારાર્થે નિકળ્યો હતો. તેને પેટ કંઇ સન્તાન ન હતુ નહિ. તેથી સુમનને પોતાના રાજ્યમાં લઇ જવાનો તેણે વિચાર કર્યો.

ને તરત સુમનને પોતાના ઘોડાપર લીધો અને વ્હાલ પૂર્વક પોતાની સાથેજ ઘોડાપર બેસાડયોને ઘોડો મણીપુર તરફ રવાના થયો.

રાજ રાણી પણ સુમનને જોઇને અત્યંત આનંદ પામ્યા. એવો સુન્દર પુત્ર જંગલમાથી મળી આવ્યો એમા તેમણે પરમાત્માની ઇચ્છા જોઇ.

સુમનને જરાપણ ઓછું આવે નહિ એવી દરેક કાળજી રાજરાણી રાખવા લાગ્યાને તેથી સુમન બ્હેન-માતા-પિતા બધુંજ ભુલી ગયોને આનંદમાં દિવસો વિતાવવા લાગ્યો.

સુમનના માટે પાણી લેવા ગયેલી સુનંદાની સખી જળાશયની શોધમા નિષ્ફળતા પ્રાપ્ત થવાથી મૂર્ચ્છા ખાઇને જમીન પર પડી ગઇ ત્યારપછી તેનું શું થયુ ?

થોડીવાર પછી જ્યારે તેની મુર્છાવળી ત્યારે તેની નજર આગળ સુમન અને સુનંદા તરવરવા લાગ્યા પોતે કઇ બાજુએ નિકળી આવી તેનું તેને ભાન હતું નહિ તેથી ગમે તે દિશાએ તેણે ચાલવા માડયું. સુનંદાથી છુટા પડવા માટે તેના અંતરમા અજબ દુઃખ થતું હતું.

ચાલતા ચાલતા તે એક રમણીય જગ્યામા આવી પ્હડી. એક ન્હાનો બગીચોને તેની મધ્યમા શિવાલય હતું તે વીરીએ જોયું. સુંનંદાની સખીનું નામ વીરી હતું.

વીરી બાગમા પેઠી તો શિવાલયની પાસેના એક ફુવારા પાસે સાત આઠ સુંદરીઓ ગરબો ગાતી તેણે જોઇ. વીરીને જોઇને ગરબો બંધ થયોને સૌ કોઈ વીરીની મુદ્રા તરફ જોતા ઉભા રહ્યા.

વીરી સુન્દરીના ટોળા પાસે આવીને ઉભી રહી ને બોલી:

" હું અત્યંત દુઃખી છું ! ભુખી છું !"

એક સ્ત્રી બોલી: તેનું નામ ગુલાબ હતું. એ બાગ ગુલાબનો હતો. ગુલાબે જંગલમા પોતાનું નિવાસ સ્થાન રાખ્યું હતું.

" તું કોણ છે ? ને અહિં કયાથી આવી પ્હડી ?"

વીરીએ પોતાની હકીકત કહી સંભળાવી. ગુલાબે તેને ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપ્યોને પોતાને ત્યા વીરીને રાખી લીધી.

દિવસો જતાં વીરી ગુલાબની સાહેલીઓની સાથે તદ્દન હળી-

મળી ગઇ. ગુલાબે વીરીને પોતાની ખાસ સાહેલી બનાવીને વીરીને સારૂં માન મળવા લાગ્યું. સાથી તે સુનંદા અને સુમન બધાને ભુલી ગઈને આનંદમા દિવસો પસાર કરવા લાગી,

ખરેખર ! વીધિની ગતિ વિચિત્ર છે !

સુનંદા ક્યાં ગઇ ? સુમન કયા ગયો ? ને વીરી કયા ગઇ ?

એમ તેને થોડો વખત આનંદમા રહેવા દઇ આપણે પ્રભાની ખબર લઈએ.

પ્રભા પાણીમા ડુબી ગઇ. તણાઇ ગઇ; પરન્તુ સુભાગ્યે તેનું મરણ નીપજ્યું નહિ પાણીના તરંગો તેને દુર દુર ધસડી ગયાને પછી એક બેટ પર તેને ધકેલી દીધી.

એ બેટ પર એક મહાત્માની પર્ણકુટીર હતી, પ્રભા ત્યા ગઇ એ વખતે મહાત્મા કુટારમાં બેઠા બેઠા ધ્યાન કરી રહ્યા હતા. પ્રભા તેમના ચરણ સમીપ બેસી ગઇને મહાત્માના ભવ્ય મ્હોં તરફ જોઈ રહી.

જ્યારે મહાત્મા જાગ્યા ત્યારે પ્રભાને જોઇને બોલ્યા.

“બેટા ! તું કોણ છે ?”

પ્રભાએ પોતાની હકીકત જણાવી. મહાત્માને તેને આશ્વાસન આપીને પોતાને ત્યા રાખી. પ્રભા પણ મહાત્માની અનન્ય ભાવથી સેવા કરવા લાગી. એ મહાત્મા એ ખરેખર મહાત્માજ હતા !

જ્યારે પ્રભા પાણી લઇને પાછી ફરી નહિ; ત્યારે સોમ્યસિંહ નદી કિનારે આવવા તૈયાર થયો.

અનેક પ્રકારની શંકાઓ કરતો તે નદી કિનારે આવ્યો. જુએ છે તો ત્યા પ્રભા હતી નહિ.

તેણે ધારણા એમ કરી કે પ્રભા પાણીના પુરમા તણાઈ ગઇ હશે અને એની એ ધારણા સોળે સોળ આના ખરી હતી કે નહિ, વાચનાર.

સોમ્યસિંહે ઉપરા ઉપરી ઉષ્ણતા નિઃશ્વાસ નાખવા માડયા; ને પ્રભાની મુર્તિને નયન સમીપ તરવરતી જોઇ તેની આખમાં ઝળઝળીયા આવી ગયા.

થોડીવાર સુધી નદી કિનારે લમણો હાથ ટેકવીને રડયોને પછી ઉઠીને તેણે ચાલવા માડયુ.

ચાલતા ચાલતા જે બગીચામા વીરી આવી ન્હડી હતી તે બગીચામા સોમ્યસિંહ ન્હડી આવ્યો.

એ વખતે તેને પુષ્કળ પરિશ્રમ લાગેલો હોઇ બાગમાના એક લતા મંડપ નીચે આડે પડખે થતાજ તે નિદ્રાધિન થઇ ગયો.

ગુલાબ એકલી બગીચામા ફરવા આવી ને તેણે નિદ્રા ધિન સૌમ્યસિંહને જોયો. જોતાજ તે મુગ્ધ બની ગઇ.

ગુલાબ સૌમ્યસિંહ તરફ એટલી બધી આકર્ષાઈ કે તેણે સૌમ્ય સિંહને ઢંઢોળી જાગ્રત કરી પોતાના મકાનમા લઇજવા વિચાર કર્યો. પણ એક પુરૂષને નિદ્રામુક્ત કરવામા તેણે પાપ જોયું ને તેથી સૌમ્યસિંહ એની મેળાએ જાગ્રત થાય ત્યા સુધી પોતે તેની પાસેજ ઉભું રહેવું એવો તેણે નિશ્ચય કર્યો.

લગભગ પાચ કલાક સુદી ગુલાબ સૌમ્યસિંહની પાસે ઉભી રહી; તે પછી સૌમ્યસિંહ જાગ્યો ને ગુલાબને જોતાંજ ચમકયો.

ગુલાબ બોલીઃ “ ચમકશો નહિ. ”

“ તે...તમે કો...ઓ...ણુછો ? ”

અસ્પષ્ટ સ્વરે સોમ્યસિંહે પ્રશ્ન કર્યો.

“ હું ભુત પ્રેત કે પિશાચણુ નથી. ”

“ ગુલાબે ઉત્તર આપ્યું.

“ ત્યારે તમે કોણુ છો ? ”

"હું એક સ્ત્રી છું."

ગુલાબે ઉત્તર વાળ્યો.

સૌમ્યસિંહ ગુલાબના ઉત્તરથી ચીરડાયોને બોલ્યો.

"હુ દેખુ તો છું કે તમે સ્ત્રી છો, હું કયા કહું છું કે તમે ઢોર છો ! પરન્તુ હુ પુછુ છું કે તમે કોણ છો ? કોના પત્ની છો ? આ બાગ કોનો છે ? મારી પાસે તમે કેમ ઉભા છો ? વગેરે."

"હું આ બાગની અધિષ્ઠાત્રી છું. તમે જાગ્રત થાઓને તમને બંગલે તેડીજવાના વિચારે હું તમારી પાસે ઉભી છું. હું કોઈની પત્ની નથી, અત્યાર સુધી હું પરણી નથી."

ગુલાબે સૌમ્યસિંહના પ્રશ્નોનો ઉત્તર આપ્યો.

"તમે અદ્યાપિ પર્યંત પરણ્યાની નથી એ આશ્ચર્ય પામવા જેવું છે !" સૌમ્યસિંહ બોલ્યો "હુ ધારૂ છુ કે તમારી વય વીસ વર્ષની તો હશેજ."

"વીસ નહિ પણ પચીસ વર્ષની મારી વય છે."

ગુલાબ બોલી:

"ને તે છતા હજી તમે પરણ્યા નથી ?"

સૌમ્યસિંહ આશ્ચર્ય પામ્યો.

"ના, હું પરણી નથી."

ગુલાબે ઉત્તર આપ્યો.

"સાચું કહો છો ?"

સૌમ્યસિંહે શંકાની દ્રષ્ટિએ એ પ્રશ્ન કર્યો.

"સોળે સોળઆના સાચુંજ કહું છુ !" ગુલાબ બોલી "જુઠું બોલવાનું મને શુ પ્રયોજન ?"

"કહેશો કે કેમ પરણ્યા નથી ?"

સૌમ્યસિંહે વધુ ખુલાસો જાણવાની જીજ્ઞાસા ઉદ્ભવતા એ પ્રશ્ન કર્યો

" પુરૂષના અભાવે. "

ગુલાબે ઉત્તર આપ્યો.

" એટલે ? "

સૌમ્યસિંહ કશું સમજી શકયો નહિ.

" એટલે એજ કે અમને કોઇ પુરૂષના દર્શન થયા હોય તો આજે એક તમારાજ. એટલે હું કોને પરણું ? "

" ગુલાબે જણાવ્યું.

" અહિં જંગલમા કેટલો વખત થયા રહો છો ? "

" મારા દાદાના દાદા અહિંજ રહેતા હતા. "

ગુલાબે ઉત્તર વાળ્યો.

" અત્યારે મકાનમા કોણુ કોણુ રહો છો ? "

સૌમ્યસિંહે પોતાની પ્રશ્ન પરંપરા ચાલુજ રાખી.

" હું એકલીજ રહું છું. "

ગુલાબે ઉત્તર આપ્યો. જાણે અજાણે તે સોમ્યસિંહ તરફ આકર્ષાતી જતી હતી.

" તમે એકલાજ છો ? તમારા માતાપિતા નથી ? "

સોમ્યસિંહ પ્રશ્ન કર્યો.

" મ્હારા માતા પિતા ઘણો વખત થયા ગુજરીગયા છે. હાલમાં હું એકલીજ છુ. મારી સાહેલીયો વીસેક હશે. "

" તે તમારી સાથેજ રહે છે ? "

" હા. "

સા...રૂં. "

" તમે અમારા આગણે આવ્યા એટલે અમારા અતિથી થયા અતિથી સત્કાર કરવાનો લાભ અમને નહિ આપો ? "

" તમે શું કહેવા માગો છો ? "

" મારા મકાનમા થોડાક દિવસ રહો; ને તમારી મ્હેમાનગતી કરવાનો લાભ અમને આપો. "

" મારામાટે મ્હેમાનગતિ કરવાની કઇ જરૂર નથી. "

" કેમ ? "

" હું દુઃખી આત્મા છું. "

" દુઃખી આત્મા હોય કે સુખી આત્મા હોય પણ આગણે આવનારને સન્માન આપવુંજ જોઇએ. "

સોમ્યસિંહે ઘણી આનાકાની કરી; પરન્તુ ગુલાબનો અત્યાગ્રહ જોઇ સોમ્યસિંહ તેના મકાનમા ગયોને ગુલાબે તેને એક ઓરડો કાઢી આપ્યો ને તેની સેવામા પોતાની ખાસ સાહેલી વીરીને રોકી.

સોમ્યસિંહ બે ચાર દિવસ ગુલાબને ત્યા રહ્યો એટલી મુદત ગુલાબે તેને કંઇપણ જણાવ્યું નહિ; પરંતુ જ્યારે સોમ્યસિંહે વિદાય માગી ત્યારે ગુલાબે જણાવ્યું:

" પ્રિય ! તમારે સદાના માટે અહિંજ રહેવાનું છે. વિદાય કયાં માગો છો ? "

" એટલે ? "

" એટલે એજ કે હુ તમારી સાથે લગ્ન કરવા માગુ છું. ને તમને અહિંજ રાખવા ઇચ્છુ છુ. "

ગુલાબે પોતાની મનેચ્છા જાહેર કરી.

" તેમ બનવું અશકય છે. "

સૌમ્યસિંહે તે વાત બનવાની અશકયતા દર્શાવી.

ગુલાબે સોમ્યસિંહને બહુ બહુ વિનંતિ કરી તો પણ જ્યારે સોમ્યસિંહે તેની સાથે લગ્ન કરવાની હા નજ પાડી ત્યારે ગુલાબ અ-

ત્યાંત ઉશ્કેરાઇ ગઇ ને એક કટાર લાવીને સૌમ્યસિંહના હાથમાં આપતા બોલી.

" આ કટાર વડે મને ચીરી નાખો."

" તમને એક પ્રહરનો આ ઉન્માદ થયો જણાય છે, "

" મારી આ સ્થિતિ ઉન્માદ વશ તમે ગણતા હોતો તમારે જાણવું જોઇએ કે એ ઉન્માદના ઉત્પાદક કોણ છે ?

" કોણ છે ? "

" તમે છો "

" હું ? "

" હા. "

" આ તમે શું બોલો છો ? "

" હા. હું સ્પષ્ટ કહું છું કે તમે મારી સાથે લગ્ન કરી મને સુખી કરો. યાતો આ કટાર વડે મને ચીરી નાખો. "

" કૃપા કરી એ વાતજ જવાદો મને... "

" શું મને ? "

" વિદાય આપો. "

" એમ ? શું તમે મને નિરાશજ કરવા માગો છો ? યાદ રાખજો ગુલાબને નિરાશ કરવામા પરિણામ ઘણુંજ ભયંકર આવશે."

" મારી ઘાત થશે ? "

સૌમ્યસિંહ સ્હેજ હસીને બોલ્યો.

" હા ઘાત થશે. હસો છો શુ ? બોલો મારી સાથે લગ્ન કરશો નહિં." સૌમ્યસિંહ ચૂપ રહ્યો.

" કેમ બોલતા નથી ? બોલો તમારો અંતરાત્મા શું કહે છે?"

"મારો અંતરાત્મા કોઇની સાથે પણ લગ્ન ન કરવાનું કહેછે!

"ત્યારે તમે મને નિરાશજ કરવા માગો છો?"

"શું કરૂં હું લાચાર છું!"

"એમ લાચારી બતાવીને શું મારા સકંજામાંથી છુટી શકશો એમ તમે માનો છો?"

સોમ્યસિંહ ગુલાબની ભયંકર મુખાકૃતિ તરફ જોઇ રહ્યા.

"યાદ રાખજો હવે તમે દુનિયામા બેઘડીના મ્હેમાન છો."

એમ કહીને ગુલાબ એકદમ રૂમ બહાર જતી રહી.

સોમ્યસિંહ કંઇ સમજી શક્યો નહિં. થોડીવારે હાથમા નાગી તલવાર લઇને ગુલાબ આવી. આ વખતે ત્હેની સાથે બે ભયંકર સ્ત્રીઓ તલ્વાર લઇને આવી હતી.

પ્રવેશની સાથેજ ગુલાબ બોલી.

"બોલો, શું વિચાર છે?"

સોમ્યસિંહ તો ગુલાબ તરફ જોઇજ રહ્યો.

"મારા સામું શું જોઇ રહ્યા છો? બોલો શું નિરધાર છે? મરવું છે કે જીવવું છે?"

"અતિથીનો આવોજ સત્કાર કરો છો?"

સોમ્યસિંહ બોલ્યો.

"એ વાત જવા દ્યો. હું પુછુંછું–છેઠરટનં પુછુંછું કે તમે મારી સાથે લગ્ન કરશો કે નહિ.? બોલો હા કે ના!"

"જો સ્પષ્ટ ઉત્તરની જરૂર હોય......"

"તો?"

"તો મારે કહેવું જોઇએ—"

"કે?"

"ના."

ગુલાબ આ સાંભળીને પોતાની સાથેની સ્ત્રી તરફ ફરીને બોલી.

"અહો...જુઓ છો શું! આ માણસને મારા દેખતા અત્યારેજ હલાલ કરો."

ગુલાબની આ પ્રમાણેની ભયંકર આજ્ઞા સાંભળીને તેની સાથેની બન્ને સ્ત્રીઓ સૌમ્યસિંહ તરફ ખુલ્લી તલ્વારે ધસી. સૌમ્યસિંહ એકદમ સામે થઈ ગયો.

"ખબરદાર! જો મારી તરફ એક ડગલું પણ ભર્યું છે તો!"

સૌમ્યસિંહ નિ, શસ્ત્ર હતો. તોપણ તેની મુદ્રા જોઇને ગુલાબની સાથેની સ્ત્રીઓ સ્તબ્ધજ થઈ ગઈ.

આ જોઇને ગુલાબના ક્રોધનો પાર રહ્યો નહિ. પોતાના હાથમાની તલ્વારવડે એ બન્ને સ્ત્રીઓના ધડ-શિર જુદા કરી નાખ્યા ને પછી લોહી ભીની તલ્વાર સાથે તે સૌમ્યસિંહ તરફ ધસી.

ગુલાબની તલ્વારનો ભોગ થઈલી સ્ત્રીઓના હાથમાથી સૌમ્યસિંહે એક તલ્વાર લઇ લીધી ને ગુલાબની સામે આખો ફાડીને ઉભો રહ્યો.

બન્ને વચ્ચે તલ્વાર યુદ્ધ થયું. ગુલાબ ઘણું જોર અજમાવવા લાગી, પરન્તુ સૌમ્યસિંહ વીર હતો. તે ગુલાબ જેવી સ્ત્રીની સાથેની લડાઇમા હારે એ સંભવિત છે? સૌમ્યસિંહની તલ્વારનો ઘા ગુલાબના ખભાપર પડ્યોને ગુલાબ મુર્છા ખાઇ જમીનપર પડી.

આ ધમાચકડી સાભળીને બહારથી એક પુરૂષ અંદર આવી પહોંચ્યો ને સૌમ્યસિંહ તરફ જોઇને બોલ્યો.

"શું છે? શું છે?"

એ આવનાર માણુસના હાથમા નાગી તલ્વાર હતી.

સોમ્યસિંહે બધી વાતં વિસ્તારીને કરી. એ આવનાર માણુસ અન્યંત ક્રોધાવિષ્ઠ થયો ને બોલ્યો.

" એ નીચ કુલ્ટા મૂર્છા વશ થઈ ગઈ છે પણુ તેને મૃત્યુ વશ કરી દ્યો. કે જેથી અન્ય પુરૂષ તમારી પેઠે આવી રીતે સપડાય નહિં."

પણુ સોમ્યસિંહનું દીલ ઉદાર હતું તેણે ગુલાબને મર્છાવસ્થામાં જ રહેવા દીધી અને અજાણ્યા પુરૂની સાથે તે ગુલાબના મકાનની બહાર નીકળી ગયો.

મકાનથી થોડે દુર જતા સૌમ્યસિંહે પાછુ ફરી જોયુ. તો પાછળ વીરી દોડતી આવતી હતી એમ તેણે જોયું.

" કોણ વીરી !"

" હા."

" કેમ પાછળ આવે છે ?"

" મારે તમારી સાથે આવવું છે !"

" ક્યા ?"

" જ્યાં તમેજાઓ ત્યા."

" તેનું કારણુ ?"

" તમે મને ઓળખો છો ?"

" ના."

" હું જે સ્રીની સખી છું તેસ્રીને તો તમે ઓળખતા હશોજ !,"

" કોણુ ?"

" કહું ?",

" હા. "

" સુ—નં—દા "

" શું તું મારી પ્રિય પત્નિની સખિ છે? અહિ કયાથી ?"

" ચાલો એક વૃક્ષ નીચે નિરાતે બેસીએ ને હું બધી વાત કહું." બધા એક વૃક્ષ નીચે આવ્યા. બેઠા. સૌમ્યસિંહ બોલ્યો.

" વીરી! કહે શું બન્યું છે? મારી પ્રિય પત્નીની શું હાલત છે? તેનાથી તું કયારે જુદી પડીને અહિં કયાથી આવી ચ્હડી?"

વિરીએ ઘેરથી નિકળ્યા પછીથી સુમનના માટે પોતે પાણી લેવા ગઇ ત્યા સુધીની બધી હકીકત કહી સંભળાવીને પછી ગુલાબને ત્યા પોતે કેવી રીતે આવી ચ્હડી એ વાત પણ કહી.

આ સાભળીને સૌમ્યહિંહની આખમા આસુ આવ્યા.

" સુનંદા કયા ગઇ તેની ખબરજ નથી પડી ?

વીરી બોલી.

" સુમન ભાઇના માટે તેઓ ફળફુલ લેવા ગયા ત્યારથી અમે જુદા પડયા છીએ. ત્યારપછીની મને ખબર નથી. "

" ઓ સુનંદા! સુનંદા! તું કયા છે? જ્યા હો ત્યાથી આવ!"

સૌમ્યસિંહે ઉદગાર કાઢયા. એ ઉદગારની સાથે તેની આખોમા આસુ આવ્યા.

સૌમ્યેસિંહની સાથેનો અજાણ્યો પુરૂષ બોલ્યો.

" ભાઇ! આમ આકળા થાઓ નહિ. ઇશ્વરેચ્છાએ બધું આવી મળશે."

"અરે! કોણ જાણે સુનંદા ક્યાં હશે? પૃથ્વીપર હશે કે સ્વર્ગમા હશે?"

"એવી અમંગળ કલ્પના ન કરો." વીરી બોલી.

"ત્યારે શું આટલો વખત સુનંદા જીવતી રહી હશે? નહિ. જંગલના ભયાનક જાનવરોએ તેને ફાડી ખાધી હશે એમ હું માનું છુ."

એમ કરીને સોમ્યસિંહ ઘણોજ દિલગીર થયો.

વીરી અને એ અજાણ્યા પુરૂષે તેને આશ્વાસન આપ્યા.

ઘણા પ્રત્યને સોમ્યસિંહનો શોકોન્માદ શાંત થયો.

પછી ત્રણે જણાએ આગળા ચાલવા માડયું.

ચાલતા ચાલતા એક પશ્ચિમ દિશા તરફનો રસ્તો આવ્યો તે તરફ આંગળી ચીંધીને અજાણ્યો માણસ બોલ્યો.

"આપણે આ રસ્તે જઇએ."

"કેમ?"

"એ માર્ગે આપણા માણસો છે."

"ચાલો."

ત્રણે જણ એ રસ્તે વળ્યા. માર્ગમાં તે અજાણ્યા માણસે સોમ્યસિંહને પૂછવા માંડ્યુ!

"તમારૂં નામ?"

"સોમ્યસિહ."

"તમારી પત્તીનું ના સુનંદા!"

"હા."

"તેમની કેટલી ઉમ્મર હશે?"

" ત્રીસ બાવીસ વર્ષની "

" તમે ને તમારા પત્ની જુદા કેમ પડયા તે કહેશે ? "

સોમ્યસિંહ ચક્ષુ આગળ તેની કામાંધ વિમાતા તરવરી. તે બોલ્યો.

" તેનું કારણ હું કહી શકીશ નહિ. "

" ઠીક. ન કહો તો કાંઇ નહિ. મને તે કારણ જાણવાની કાંઇજ જરૂર નથી. "

" તમારો પરિચય કંઇ આપશો ? "

" હું ક્ષત્રિય છું. મારૂં નામ રામસિંહ. "

વાચનાર ! એ અજાણ્યો પુરૂષ અન્ય કોઇ નહિ પરન્તુ રામસિંહ પોતેજ હતો. સુન્દાની પાસેથી થોડી હકીકત મેળવી હતી ને સોમ્યસિંહની પાસેથી થોડું તે જાણવા માગતો હતો.

સોમ્યસિંહ સાથેના થોડા પ્રશ્નોત્તર પરથી પણ તે કળી શકયો કે કોઇ બદમાશો પાસેથી બચાવી લાવનારને ત્યારથી મારી સાથે વિચરનાર સ્ત્રી તેજ આ સોમ્યસિંહની પત્ની હોવી જોઇએ.

એ દંપતીનું મિલન થાય એ પળ જોવા માટે રામસિંહ અધિર બન્યો. તે બોલ્યો.

" સુનંદા તમને મળે તો ? "

" એવા ભાગ્ય કયાંથી હોય ? "

" એમ છેક નિરાશ થવા જેવું નથી. "

" મને તો જરાય આશા નથી કે મારી સુનંદા મને મળે. "

ત્રણે જણ ચાલતા ચાલતા એક વૃક્ષ નીચે આવ્યા, જ્યાં બે સ્ત્રીઓ મુખ ઉપર સાડી ઓઢીને સુતેલી પડી હતી.

સોમ્યસિંહ ચમકયો.

" અહિં આ કોણ સુતું છે ? "

"રામસિંહે હાક મારીને કિશોરી અને સુનંદા બેઠીથઇ ગઇ.

વાચનાર! સુનંદા અને સોમ્યસિંહની દ્રષ્ટી દ્રષ્ટી મળી.

"ઓ વ્હાલા!" સુનંદા એકદમ સોમ્યસિંહના કંઠે વળગી પડી.

"મ્હારી મધુરી!" કરી સોમ્યસિંહે સુંનદાને છાતી સરસી ચાંપી.

કિશોરીએ પણ સિંહના પંજામાથી બચાવનાર પુરૂષને ઓળખ્યો.

સોમ્યસિંહે પણ કિશોરીને ઓળખી. વીરી અને સુનંદા મળ્યા.

અહો! એ પ્રસંગ એટલો કરૂણ અને આનંદ જનક હતો કે તેનું વર્ણન આ લખવા અમારી કલમ કમ તાકાત છે!

કંઇપ સુધી સુનંદા અને સોમ્યસિંહ બેટેલાજ રહ્યા. પછી સુનંદાએ પોતાના ધર્મના ભાઇ ની પતિને ઓલખ આપી ને તેમણે પોતાનો જાન બચાવ્યો છે એમ કહ્યું.

સોમ્યસિંહે રામસિંહનો અંતઃકરણ પૂર્વક આભાર માન્યો.

એ રીતે સુનંદા અને સોમ્યસિંહનુ ઘણા કષ્ટ ભોગવ્યા પછી પણ મિલન થઇ ગયું!

વાચનાર! જ્યા કિરતારની કૃપા થાય છે, ત્યારે સ્વજનો ઘણે દુર વિખુટા પડી ગયા હોય તો પણ અચાનક એકમીજાને આવી મળે છે.

સુનંદા અને સોમ્યસિંહના મિલનપરથી આપણે કહેવું જોઇશે બન્ને પર—એ વિશુધ્ધ પ્રેમોપાત્ર દંપતીપર—પરમાત્માની કૃપા હતી. ને તેથીજ દંપતીનું મીલન થયું!

વાચનાર! પ્રભુની કલા અકલિત હોય છે કે નહિ?







## પ્રકરણ સાતમું.

### " સ્વજન મિલન "

સૌમ્યસિંહ, રામસિંહ, સુનંદા, વીરી, અને કિશોરી. એ પાચ વ્યક્તિઓ ચાલતા ચાલતા એક નગરમા આવી પહોચ્યા.

એ નગરનું નામ મણીપુર હતું. મહારાજાને જંગલમાથી એક કુંવર જેવો પુત્ર મળ્યો છે તેનું નામ સુમન છે એવું સાભળતાં સુનંદાએ તપાસ કરી તો ભાઈના મ્હોંના તેને દર્શન થયા. ભાઇ બ્હેન ક્યાય સુધી હર્ષાંઆસુ વરસાવતા રહયા.

ને પછી મહારાજાએ સુમનને મણિપુરનું રાજ્ય આપ્યું. તેમા સૌ કોઈ આનંદ પામ્યા.

સુમનને રાજ તાજ આપ્યા પછી મણિપુર મહારાજા પોતાના વૃદ્ધ પત્નીને સાથે લઇ તીર્થાટન કરવા ગયા.

સુમન રાજ લગામ બરાબર ચલાવવા લાગ્યો. સૌમ્યસિંહ રામસિંહ, સુનંદા વીરી વિગેરે ત્યાંજ રહ્યા.

જે મહાત્માને ત્યાં પ્રભા જઈ ચ્હડી હતી તે મહાત્માએ સમાધિમાં જઈને જોયું તો સૌમ્યસિંહ મણિપુરમાં હતો ને તેથી પ્રભાને ત્યાં પહોંચાડવી જોઈએ એમ તેમણે માન્યુઃ

" પુત્રી ! "

" મહાત્મા ? "

" સૌમ્યસિંહની પાસે જવું છે ? "

સૌમ્યસિંહનું નામ સાંભળતાંજ પ્રભા ચમકી. મહાત્મા અંતરની વાત જાણી શકે છે એવું જાણતાં તેણે મહાત્માના ચરણમાં શિર ઝૂકાવ્યું ને કહ્યું.

" એ વીર પુરૂષની પાસે જવાની ઇચ્છા તો છેજ. "

" ત્યારે આંખો મીંચી દે. "

પ્રભાએ આંખો મીંચી દીધી ને પ્રભાની દેહપર મહાત્માએ જળાંજલિ છાંટી.

  

સુનંદા અને સૌમ્યસિંહ પોતાના ખાનગી રૂમમાં બેઠાં હતા.

"વ્હાલી !" વાર્તાલાપની શરૂઆત કરતાં સૌમ્યસિંહ બોલ્યો.

" કહો ! નાથ ?"

" ખરેખર ! પરમાત્માની આપણા પર દયા ઉતરી, નહિ ?"

" હાસ્તો. પરમાત્માની દયા થઇ ત્યારેજ આપણું મીલન થયું ?"

સૌમ્યસિંહે સુનંદાને ચુંબન કર્યું. સુનંદાના વદન પર હર્ષતેજ ચમક્યું.

સોમ્યસિંહે સુનંદાને હાર્મોનીયમની પેટીના સુર રેલાવવા કહ્યું ને સુનંદાએ પેટી ખોલી. સુનંદાએ નીચે પ્રમાણે ગાયું.

" સર્વ કરે નિજવાસ,
કાંટા હોયે કેતકીને;
" ભ્રંગ સહેબંદિવાસ.
છોડે તોયે નહિ પદ્મને !
" લુબ્ધ રહે ગાયન માંહી મૃગ કદા જીવ જાય ?
પતંગ દીપને પ્રેમે આલિંગે,
" બળી ભસ્મ થાય !
દાખે સદા શુદ્ધ પ્રેમને.
" તરૂ કિંચિંત્ છેદાય રમ્ય ફુલો દે છે ને ?"
હૃદય અસુખે તપાય આર્ય વિવિધ રંગ સુખને !

સન્નિધ દીઠી કાન્તે,
પ્રિયા વિરહ અન્તે,

મન હરખાય, આવે ન પુર કેમ પ્રેમને ?"
—જના દેન પ્રભાસ્કર.

" આવે ને પુર કેમ પ્રેમને ?"

એ કડી સુનંદાએ ઉલટાવી ઉલટાવીને ગાઇ. સોમ્યસીંહ રસ સાગરમાં ડોલવા લાગ્યો. ને ઉદ્ગાર કાઢવા લાગ્યો.

" આવે, કેમ ન આવે ? પ્રેમ પુર !"

દંપતીના વદન પર સ્મિત ફરકતા હતા. ને વાતાવરણ સંગીત મય બની રહ્યું હતું.

એકાએક બારી વાટેથી એક અદ્રશ્ય આકૃતિ રૂમમા આવેલી દંપતીએ જોઇ.

સંગીત બંધ રહ્યું:

સુનંદા અને સોમ્યસિંહ ચમક્યા. ઉભા થઇ ગયા.

ને એટલામા તો એ અદ્રશ્ય આકૃતિમા ફેરવાઇ ગઇ.

" કોણ પ્રભા ! "

સોમ્યસિંહ પ્રભાને જોઇને એકદમ બોલી ઉઠયો.

" હા. વ્હાલા ! "

કહી ત્યા સોમ્યસિંહને એકદમ ભેટી પડી.

સુનંદા એ દ્રશ્ય જોતી હસતી ઉભી રહી.

ઘણીવારે પ્રભા અને સોમ્યસિંહના હર્ષાશ્રુ બંધ થયા. ને પછી સોમ્યસિંહે પ્રભાને બધી હકીકત પૂછવા માડી.

સોમ્યસિંહે જે જે પ્રશ્નો પૂછયા, પ્રભાએ તેના ઉત્તર આપ્યા.

સુનંદા આટલો વખત ચુપ રહી હતી તે હવે બોલી ઉઠી.

" વ્હાલા ! "

" પ્રિયા ! "

" હું એક પ્રશ્ન પુછુ ? "

" એમા મંજુરી માગવાની હોય ? "

" તમને ખોટુ લાગશે તો ? "

" તારા પ્રશ્નથી મને ખોટું લાગશે એમ તું માને છે ? "

" ત્યારે પુછુંછું ! "

" પૂછ. "

" તમે જંગલમા ફરીને પણ મારાં જેવી કેટલીને મોહિની લગાડી છે ?"

" પ્રભા, સૌમ્યસિંહ હસ્યા.

" કેમ ?" સૌમ્યસિંહ બોલ્યો.

" કેમ શું ? કિશોરી અને પ્રભા બન્નેપર મોહિનીનું સામ્રાજ્ય પ્રસારી દીધું છે તે જાણ્યું; તમે જંગલમા ફરીને પણ ગજબ કર્યો છે હો ! ને નાથ ! હજી કોઇ બાકી છે ? "

" કોણ ? "

" કે જે તમારા પર—"

" શું ? "

" ન સમજ્યા ? "

" ના. "

" કે જે તમારા પર વારી ગઈ હોય !"

સૌમ્યસિંહે સુનંદાના ગાલપર હળવેથી તમાચો માર્યો.

સુનંદાએ બૂમ મારીઃ

" કિશોરી !"

સૌમ્યસિંહ બોલ્યોઃ

" હમણાં કિશોરીને બોલાવો નહિ. પ્રભા ! "

" શું વ્હાલા ! "

" તમે આ કમાડ પાછળ છુપઇ જાઓ. "

" શા માટે ? "

" કિશોરીને અચંબો પમાડવા માટે ! "

" કોણ કિશોરી ! –મ્હારી બ્હેન અહિં છે ? "

" હા, બ્હેન ? શું તમને ખબર નથી ? " સુનંદા હસીને બોલી.

" ના. મને ખબર નથી. "

પ્રભાને એક કમાટ પાછળ છુપાવવામાં આવીને પછી સૌમ્ય-સિંહ બોલ્યો.

" સુનંદા વ્હાલી ? "

" ફરમાવો. "

" હવે કિશોરીને બોલાવ. "

" કિશોરી ? "

બ્હારથી અવાજ આવ્યો:

" શું ! "

" અહિં આવો તો. "

" તમારી ખાનગીમાં અમારી હાજરી ન જોઇએ. "

" પણ તમારૂં કામ છે ? "

" હું નહિ આવું. "

" કિશોરી ! " સૌમ્યસિંહે બૂમ મારી.

" આવી ! "

કિશોરી એકદમ સૌમ્યસિંહ પાસે આવી.

કિશોરી તરફ જોઇ મ્હો મચકોડી સુનંદા બોલી:

" અમે બોલાવ્યા ત્યારે ન આવ્યા ને—"

" ને ?"

" ને શું ! પ્રિયાત્માના બોલાવ્યા દોડી આવ્યા."

" બ્હેન ! એમ કેમ બોલો છો ?"

" કેમ ન બોલું ? હું તમને વ્હાલી નથી તે આજેજ જાણ્યું !"

" એમ ન બોલો. હું તમને સગી બ્હેનની માફક ચાહું છુ !"

" તો મેં બુમમારીતે કેમ ન આવ્યા ?"

" મેં જાણ્યુ કે તમારી ખાનગીમા મારે હાજર થવુંએ-"

" પણ અમે બોલાવીએ પછી આવવામા શું વાધો ?"

" હવેથી ધીમેથી સાદ પાડશો કે દોડી આવીશ પછી ?"

" વાહ ! બહુ મીઠું બોલતા આવડે છે હો !"

" આવડેજ તો."

" હા. હા."

" કિશોરી !" અત્યાર સુધી ચુપ રહેલો સૌમ્યસિંહ બોલ્યો.

" તારી બ્હેનનું નામ શું !"

" તેનું અત્યારે શું કામ પડ્યું ? અરે ! મારી પ્રભા બ્હેન કોણ જાણે ક્યાંય હશે !"

એમ બોલતી કિશોરી રડી પડી.

" પ્રભા મળે તો ?"

" એવો ધન્ય દિવસ બીજો કયો ? "

" પ્રભા !"

ક્બાટ પાછળથી પ્રભા પ્રકાશમા આવી.

" કિશોરી ! જો આ કોણ ?"

" કોણ પ્રભા બ્હેન ?"

" હા કિશોરી બ્હેન ! "

બન્ને બ્હેનો કયાય સુધી ભેટેલી રહી.





## પ્રકરણ ૮ મું.

### રમણીય અંત.



સોમ્યસિંહે સુમનના માટે કન્યા શોધવા સારૂ રામસિંહને મોકલ્યો હતો.

રામસિંહ બે ત્રણ મહિના પ્રવાસ કરીને પછી મણિપુરમાં આવીને સોમ્યસિંહે તેમને જોઇને પૂછ્યું.

"કેમ! શું કરી લાવ્યા?"

"કન્યા શોધી લાવ્યા?"

"એમ?"

"હા. આ રહ્યો કન્યાનો ફોટો."

એમ કહીને રામસિંહે કન્યાનો ફોટો બતાવ્યો. સોમ્યસિંહે રામસિંહને શાબાશી આપી.

કન્યા અત્યંત સુંદર હતી? ભાભી અને નણંદની જોડી અનુપમ બને એમ હતું.

સગપણ નક્કી થયું... ને તે પછી એક માસે ધામધુમ પૂર્વક લગ્ન વિધિ ઉકેલવામાં આવી.

સુમનની નવપત્નીનું નામ કલીકા હતું.

   

કલીકા ગુલાબના પુષ્પની કલિકા જેવી સુંદર અને સુકોમળ હતી. દંપતી મિલનની પ્રથમ રાત્રે તેની સુંદરતા કંઇ ઓરજ ખભુકી નિકળી હતી. સુમનના આવવાની રાહ જોતી કલીકા અજાણ્યા ખંડમાં હસતી બેઠી હતી.

સુમન આવ્યો. કલિકાએ મ્હોને ઘુંઘટમા છુપાવ્યુ.

સુમન બોલ્યો.

" વ્હાલી ! ઘુંઘટના પટ રાખવા જેવુ અત્યારે છે ? "

કલિકા મનમને મનમા હસી.

સુમન કલિકા પાસે ગયો. ને મહાપ્રયત્ને ઘુંઘટ દુર કર્યુ. સંપૂર્ણ કળાએ પ્રકાશિત થયેલા ચન્દ્રમાની કાંતિ કલિકાની વદન કાન્તિ પાસે નિસ્તેજ પડે એમ સુમનને લાગ્યું.

" વ્હાલી ! "

કલિકા કંઇ બોલી નહિ.

" વ્હાલી ! કેમ કાંઇ કાંઇ બોલતી નથી ? "

કલિકા પૂર્વવત મૌનજ રહી.

" વાહ ! આમ પ્રથમ મિલનમાજ મૌનવ્રત લઇ બેઠા છો ! "

કલિકાએ સુમનની સામુ જોયું ને હસી.

" હસવાના સાથે કંઇ બોલો તો ? "

" શું બોલું ? "

સુમનના કાનમાં અમૃત રેડાયું.

જે આવડે તે.

" ન આવડતું હોય તો ?"

" તો ? હા ! લાચાર ! "

એમ કહીને હસતો સુમન પલંગપર બેઠો. ને બોલ્યો.

" અહિં આવો હું બોલતા શિખવાડું ! "

" મારે બોલતા શિખવું નથી. " કલીકા હસીને બોલી.

" મુંગા રહેવામા કંઇ માલ છે ?" સુમન બોલ્યો.

કલિકા બોલી નહિ.

" કલિકા ! મારા સામું જો ! " સુમન હસતો બોલ્યો.

કલિકાએ સુમનની સામે જોયું.

નેત્રેનેત્ર મળ્યાને રસ સાગર ઉછળ્યો.

" અહિં આવતો. " સુમન બોલ્યો.

" મને અહિંજ ઠીક છે. " કલિકા નીચું જોઇને બોલી.

" આ પલગ હસે છે ! " સુમન હસ્યો.

" મારી આંખો જોઇ શકતી નથી. " કલિકા બોલી.

" દુરથી જોઇ શકાય નહિ. " સુમને નજીક આવવાનો આગ્રહ કર્યો.

" નજીક આવીને જોવાની મને જરૂર નથી. "

" ક્યાં સુધી હઠાગ્રહ રાખ શો ?" સુમન બોલ્યો.

" જયા સુધી ચાલશે ત્યા સુધી, " કલિકાનુ વદન હાસ્યથી ચમક્યું.

" ત્યારે માનમાં રહીનેજ પધારોને !"

" એક શરતે. " કલિકા બોલી.

" શું ?"

"હું તમારી પાસે આવું પણ......" કલિકા અટકી પડી.

"પણ શું !"

"વાતો કરો હસો પણ દુઃખ ન આપો તો" કલિકા હસી.

સુમન હસ્યો.

કલિકા નીચું જોઇને હસી.

વાતાવરણ રસિક હાસ્યમય બની ગયું.

અને કલિકા મધ્યરતા પગલે સુમનની પાસે ગઇને ચુંબનનો હણકાર ગાજ્યો.

   

એક દિવસ સુનંદા પેટી વગાડતી બેઠી હતી; ત્યાં તેની પાસે કલિકા આવી.

"ભાભી ? પધાર્યાં ?

"હા, બા !"

"તમને શું લાગ્યું ?"

"ક્યાં ?"

"તમને ક્યા લાગ્યું છે તેની તમને ખબર નથી ?"

"ના."

"મ્હોટું આશ્ચર્ય !"

"તમેજ કહો, મને કયાં લાગ્યું છે ?" નિર્દોષ કલિકા બોલી.

"જુઓને આ ગાલે શાનો ડાઘ..."

કલિકા હસતી રહીને નણંદના મ્હો ઉપર હાથ મૂકશે સૌમ્યસિંહ આવ્યોને કલિકા ન્હાસી ગઇ.

"વ્હાલી ! તારા ભાભીએ તારૂં મ્હોં કેમ બંધ કર્યું હતું ?

"તે વાત જાણવાની તમારે શી જરૂર"

" બસ ! અમારો કંઇ હિસાબજ ,નહિ! ભાભી અને નણંદ ઘરમા રાજ્ય ચલાવશો ?"

" એમ કેમ બોલો છો ? "

" તું કહે છે ને કે તમારે વાત જાણવાની શું જરૂર !"

" એટલે એમ નહિ કે કોઇ પણ વાત તમારે જાણવાની જરૂર નથી !"

" ત્યારે ? "

" અમારી નણંદ ભોજાઇની વાતો જાણવાની જરૂર નથી એમ એમ હું કહું છું !"

સૌમ્યસિંહે સુનંદાના ગાલ પર ચુબન કર્યું.

ને સુનંદાના ગાલપર બારી વાટેથી એક કાંકરી આવીને લાગી કાંકરી મારનાર પોતાની ભાભીને સુનંદાએ જોઈ. કલિકા હસતી હતી સૌમ્યસિંહ બીજુ ચુમ્બન કરવા જતો હતો ત્યા સુનંદા દુર ખસી જતાં બોલી;

" આઘા રહો ! "

" કેમ ? "

" જોતા નથી ! "

" શું ! "

" મારા ભાભી જુએ છે તે ! "

" ક્યા છે ? "

શરમાતી લપાતી હરિણુ વેગે છુપાતી ન્હાસતી કલિકાને સૌમ્યસિંહે બારીવાટેથી જોઇ.

સૌમ્યસિંહ કરમાઈ ગયો.

☙ ☙ ☙

ગુલલાબસિંહે સૌમ્યસિંહની પુષ્કળ શોધ કરાવી પરંતુ સૌમ્ય સિંહનો પત્તો ન મળતા આખરે પુત્ર વિયોગ પરિતાપાગ્નિમા તેના પ્રાણની આહુતી અપાઇ ગઇ ”

☙ ☙ ☙

આનંદપુરની પ્રજાને ઘણે દિવશે ખબર પડી કે સૌમ્યસિંહ મણિપુર નામના ગામમા છે. ત્યારે પ્રજાના પ્રતિષ્ઠિત આગેવાનો મણિપુર આવ્યાને સૌમ્યસિંહને આનંદપુર તેડી ગયા.

પિતાનું મૃત્યુ થયુ જાણી સૌમ્યસિંહને અત્યંત ખેદ થયો.

☙ ☙ ☙

સુમન અને કલિકા મનીપુરમા રહી આનંદાબ્ધિમા તરવા લાગ્યા તેમની કલિકાને સખી તરીકે વીરી મળી હતી. વીરીની સાથે કલિકા ઘણાજ આનંદમા વસતી.

સમય જતાં કલિકાએ એક પુત્રરત્નને જન્મ આપ્યો

☙ ☙ ☙

આજે આનંદપુરમાં આનંદજ પથરાઈ રહ્યો હતો. વાંચનાર! ” તેનું શું કારણ હતું ? ”

કુમાર સૌમ્યસિંહને આજે રાજ્યાભિષેક કરવાનો હતો. આખા આનંદપુરને ધ્વજાપતાકાથી શણગારવામા આવ્યું હતું ઠેક ઠેકાણે વાજીંત્રો વાગી રહ્યા હતા. પ્રજાજનો એ પોત પોતાના આંગણામા કુંકુમના સાથીયા પૂર્યા હતા.

આનંદપુરના મધ્ય ચોકમાં એક વિશાળ કચેરી ભરવામા આવી નાગરિકો અને અમલદારોને ત્યા ઠઠ્ઠ જામી.

પ્રજાજનો હર્ષોશિર્વાદ વચ્ચે વિપ્રદેવે સૌમ્યસિંહને તાજ અને તલ્વાર આપ્યા-ને નવારાજાના કપાળમા કુંકુમ તિલક કર્યું

સૌમ્યસિંહે તાજ અને તલ્વારનો સ્વીકાર કર્યા પછી જણાવ્યું.

"વ્હાલા પ્રજાજનો! આજે તમે મને જે માન આપ્યુ છે તેના માટે હુ આપ સર્વનો ઋણી છુ. મારૂ ઋણ હું સમય જતાં જરૂર ચુકાવીશ ને એ રીતે કે હુ મારો ધર્મ બજાવીને રાજાનો શું ધર્મ હોય છે તેને હુ બરાબર જાણું છું પ્રજાના દાદ ફરિયાદો હું બરાબર સાભળીશ ને યોગ્ય ન્યાય આપવામા મારી સઘળી રીદ્ધિનો ઉપયોગ કરતો રહીશ મારા રાજ્ય અમલ પાપી અને શયતાનોનો સ્હેજ પણ ત્રાસ વર્તી શકશે નહિ. વાઘ અને બકરી એક આરે પાણી પીશે. આપ સર્વ મારા પ્રતિ પૂજ્ય માન બુધ્ધિ રાખી પોતાને રાજ્ય ભક્ત તરીકે સિધ્ધ કરશો એવી આશા રાખતાની સાથે હું આપ સર્વને વચન આપું છુ કે હુ પ્રજાનો ભક્ત બની રહીશ. રાજા એ ખરેખર પ્રજાના ભક્તજ હોવો જોઇએ એમ મારૂં અંગત માનવું છે તેથી આપ સર્વનો પુનઃ આભાર માની હુ રાજા ધર્મ બજાવવાનું વચન આપતાની સાથે બેસી જવાની રજા લઉ છુ તે એટલું ઉમેરીને કે પરમ કૃપાળુ પરમાત્મા મને સદા સર્વદા સદબુધ્ધિ આપે કે જેથી હું મારી પ્રજાના દુઃખોદૂર કરવા શક્તિમાનમાન બનું"

એટલું બોલીને સૌમ્યસિંહ બેસી ગયા પ્રજાજનોએ તાલીઓના ગડગડાટથી નવારાજાને વધાવી લીધા.

આનંદપુરમા સોમ્ય સિંહની આણ પ્રવર્તાઇ ગઇ.

  

સુનંદા ખાસરૂમમા બેઠી હતી ત્યા સૌમ્યસિંહ આવ્યો. તેના કપાળમા રાજતિલક હતું. મસ્તકપર રાજમુકુટ હતો, હાથમાં રાજ તલવાર હતી.

પતિને હાસ્ય મય મુદ્રાએ આવતા જોઇ સુનંદા ઉભી થઇને પતિના ઓવારણા લીધા પછી હસીને બોલી

" પધારો પતિ !...અરે ! ભૂલી ! આનંદપુરના નામદાર મહારાજાધિરાજ ! "

પત્ની આ વ્હાલ ભરી મીઠી મશ્કરીનો ઉત્તર સૌમ્યસિહે કેવો આપ્યો હશે તે કલ્પના વાચનારે કરી લેવી.

વાચનાર ! આ વાતો અહિં સમાપ્ત થાય છે. વાર્તાનું વર્ણું વાચ્યા પછી કઇ પણ સારતું ગ્રહણ કરશેજ એવી અમને આશા છે જો પ્રત્યેક વાંચનાર આ વાર્તા પરથી ગ્રાહ્ય સાર ગ્રહણ કરશે તો લેખક પોતાનો પ્રયાસ સફળ થયો માનશે !...અસ્તુ.

ॐ मंगल ! मंगल ! मंगल !

सर्व स्थळे वर्तो !



